॥ ॐ ॥

# શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિ

અને

# અગ્રગણ્ય સ્ત્રી પુરૂષો.

( ભાગ ૧ લો. )



લેખકઃ—“ પ્રેમી.”

છપાય છે!    છપાય છે!    છપાય છે!

## શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિ

અને

# અગ્રગણ્ય સ્ત્રી પુરૂષો.

## ભાગ ૨ જો.

જેમાં વિદેશી અને દેશી અગ્રગણ્ય જ્ઞાતિબંધુઓ અને

[illegible]


શ્રીમાળી બ્રાહ્મણ છત્રાલય
૪૧૦૩-૬ દોલતખાના—અમદાવાદ.

સેવકો,
લેખક અને પ્રકાશક.

श्री महालक्ष्म्यै नमः

# શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિ

અને

# અગ્રગણ્ય સ્ત્રી પુરૂષો

## ભાગ ૧ લો.

શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિનો, વાંચો આ ઇતિહાસ;
ગૌરવવંતો જગતમાં, ગુણી ગણનામાં ખાસ.

લેખક:
કાશીરામ ભાઇશંકર ઓઝા-પ્રેમી

પ્રકાશક:
ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી, એમ. એ.
અમદાવાદ.

આવૃત્તિ ૧ લી    પ્રત ૧૦૦૦
ઇ. સ. ૧૯૨૮    સંવત ૧૯૮૪

આશ્વીન શુકલ વિજયાદશમી

કિંમત રૂા. ૨-૦



શ્રીયુત અમૃતલાલ લાલજી ઓઝા, એમ. એલ. સી.

( બિહાર-ઑરિસ્સા )

મૂળવતન-અંજાર. હાલનું નિવાસસ્થાન-કલકત્તા.

# અર્પણ

શ્રીયુત્ અમૃતલાલ લાલજી ઓઝા

એમ. એલ. સી. ( બિહાર–ઓરિસ્સા )

નિવાસસ્થાન અંજાર હાલ કલકત્તા.

સજ્જન મહાશય,

જ્ઞાતિ યુવકોના પ્રેમને પોષવો, તેમની ભાવનાને ઉચ્ચ બનાવવી અને જ્યારે માગે ત્યારે સહાયતાથી તેમના હૃદયને પ્રફુલ્લાવવું એજ આપનો આશય છે; સમાજ સેવાની દિક્ષા લઇ ધારાસભા, પ્રાંતિકસભા, ચૅમ્બર ઓફ્ કૉમર્સ અને એવી બીજી જુદી જુદી પ્રજાકલ્યાણના માર્ગરૂપ સંસ્થાઓમાં આગળ પડતો ભાગ લઈ અવિશ્રાંત કાર્યદક્ષતાથી અન્યને અનુકરણીય બનવું એજ આપનો નિત્યક્રમ છે; પરાયા દુ:ખને દૂર કરવા અને બીનધંધાર્થીઓને ધંધે લગાડવામાં બનતી કોશીષ કરવી તથા વ્યાપારીક પ્રગતિમાં વ્યવહારિક બુદ્ધિથી આગળ ધપવામાં સાહસીકવૃત્તિ દાખવવી એ આપનો હંમેશનો અભ્યાસ છે, ગરીબ વિદ્યાર્થીઓની વિદ્યાવાટિકાને વિકસાવવા સદ્દકમાઇનો સદ્દઉપયોગ કરવો એ આપનો મનોભાવ છે. આવા જ્ઞાતિની ઉન્નતિની દિશાઓને દીપાવનારના હસ્તકમળમાં જ્ઞાતિના ઇતિહાસના યત્કિંચિત પ્રયાસરૂપ આ પુસ્તક અર્પણ કરતાં મને અનહદ આનંદ થાય છે. જ્ઞાતિપ્રેમની આ લઘુ ભેટ આપ સ્વીકારશો.

વિજયાદશમી
૧૯૮૪

આપનો જ્ઞાતિ પ્રેમી બંધુ

કાશીરામ ભાઇશંકર ઓઝા–પ્રેમી

# બે બોલ

બ્રહ્માએ જગતની રચના કરી, વેદ બનાવ્યા; બ્રહ્મર્ષિઓએ ધર્મશાસ્ત્રો રચી તથા ચાર જાતિ અને ચાર આશ્રમોથી જગતની વ્યવસ્થા ગોઠવી જગજ્જનોને જ્ઞાનમાર્ગથી મુક્તિના માર્ગે આગળ ધપાવવા ગુરૂ આચાર્યપદ સ્વીકારી જગતના કલ્યાણની ભાવનાને પોષી એજ બ્રહ્મદેવના સંતાનો તે બ્રાહ્મણો. આપણે પણ એજ બ્રહ્મમંડળના બ્રહ્મબાળકો—મહાન તપસ્વિ ઋષિઓનાં સંતાનો. મુખ્ય મહર્ષિઓ સાત છે.

**कश्यपोत्रि भरद्वाजो विश्वामित्रोवि गौतम।**
**जमदग्नि वशिष्ठश्च मप्तैते ऋषयस्तथा ॥**

કશ્યપ, અત્રી, ભરદ્વાજ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ, અને વશીષ્ઠ એ સપ્તર્ષિ કહેવાય છે.

આ મહર્ષીઓના સંતાનો તે આપણે બ્રાહ્મણો પ્રથમ તો એકજ હતા પરંતુ કાળે કરી સ્થાનાંતરભેદે જુદી જુદી જ્ઞાતિઓમાં વહેંચાઇ ગયા. આપણે શ્રીમાળનગરમાં વસ્યા જેથી શ્રીમાળી બ્રાહ્મણ કહેવાયા. જેમ કેટલીક જ્ઞાતિઓની ઉત્પત્તિની હકીકતો પુસ્તક દ્વારા પ્રસિદ્ધિમાં મુકાઇ છે તેમ આપણી જ્ઞાતિની હકીકત પણ બહાર પડે એ ઇચ્છવા યોગ્ય છે. આથી આ પ્રયત્ન કરવામાં આવ્યો છે. જ્યારથી અમદાવાદમાં છાત્રાલયને અંગે સંમેલનો ભરાવા લાગ્યાં ત્યારથી એવી ઇચ્છા થતી હતી કે આપણી જ્ઞાતિની ઐતિહાસીક હકીકત મળી શકે તેટલી એકઠી કરી પુસ્તક રૂપે ગુંથાય તો ઉપયોગી થઇ પડે. પરંતુ યોગ આવ્યા વગર આ ઇચ્છા અમલમાં મુકાઇ નહોતી. આજથી દોઢ બે વર્ષ ઉપર ભાઇ ત્રંબકલાલ સાથે વીચાર કરતાં આ ઇચ્છાને વિકાસ મળ્યો અને આજે તે એક ભાગરૂપે અમલમાં પણ મુકાયો છે એથી આનંદ થાય છે.

અગાઉ છાપખાના નહોતાં તેમ આજના જેવી પ્રગતિ પણ નહોતી. આથી કરીને ચોક્કસ હકીકતો મળવી તો મુશ્કેલ થઇ પડી છે. જેમ ફાર્બસ સાહેબે રાસમાળા પ્રસિદ્ધ કરવા સ્થળે સ્થળેથી હકીકતો એકઠી કરવાં દંત કથાઓ મેળવવા અને શીલાલેખો દ્વારા તેને સીદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે;

જુદા જુદા પ્રાંતના ગેઝેટિઅરો પ્રસિદ્ધ થયા છે અને હજુ પણ સરકાર તરફથી એ દિશામાં શોધખોળ કરવાનું કામ ચાલુ છે અને મળતી હકીકતો પ્રસીદ્ધ થાય છે તેમ આ પુસ્તક લખવા માટે પણ જુદા જુદા ઐતિહાસીક પુસ્તકો, દંતકથાઓ, શીલાલેખો અને વડીલો તરફથી મળી શકી તે અનુમાનીક વિગતો ઉપર આધાર રાખવો પડયો છે. પરંતુ જ્યાં પૂર્ણતા કરવાને જોઈતી હકીકતોનો અભાવ હોય ત્યાં અપૂર્ણતાથી ચલાવી લીધા સીવાય છુટકો નથી. હિંદુસ્થાનના ઇતીહાસ પરત્વે પણ રોજ રોજ શોધખોળ થતી રહે છે અને મળી આવતી મુદ્દાની વાગતો બહાર આવતી જાય છે તેમ આ દીશામાં અમોને જે કાંઇ અમારા ચાલુ પ્રયાસોને લઇને વીગતો મળતી રહેશે તે અનુકુળતા પ્રમાણે પ્રસિદ્ધિમાં મુકવા અમે પણ ઇચ્છા ધરાવીએ છીએ. આ ઇચ્છા પૂર્ણ કરવાને જ્ઞાતિ બંધુઓની સહાયતા અને સહકારની ખાસ આવશ્યકતા છે.

ભૂતકાળનો ઇતિહાસ,, વર્તમાન કાળને ઉ-તેજીત કરે છે અને વર્તમાન કાળનો ઇતિહાસ ભવીષ્ય કાળની ભાવનાને પોષે છે. જેમ મુખ જોવાને આરસીની જરૂર છે તેમ ભૂતકાળ જોવાને ઐતિહાસીક આરસીની જરૂર છે. જેમ જગતનો ઇતીહાસ આજે જગતની પ્રજાને અમુક માર્ગે દોરી રહ્યો છે તેમ જ્ઞાતિઓનો ઇતિહાસ જ્ઞાતિની દૃઢતાને અને રચનાત્મક કાર્ય પદ્ધતિને પોષી રહ્યાં છે. આપણી જ્ઞાતિનો ઇતિહાસ આપણને કયે માર્ગે દોરશે એ અમો નથી કહી શકતા; પરંતુ અવશ્ય પુરાણા ગૌરવની ઓજસ્વિતાથી હૃદયને ઉત્તેજીત બનાવશે, પ્રફુલ્લાવશે, બાળકો—ભવીષ્યના જ્ઞાતી બંધુઓને ઉચ્ચકક્ષાએ પ્રેરી સંસ્કારી અને આત્મબળી બનાવવાને પ્રેરણા કરશે એતો નિર્વિવાદ છે. આટલે અંશેપણ અમારો પ્રયત્ન સફળતા પામે તે આશાજનક છે.

ભવીષ્યની પ્રજાને આગળ વધવાનું સાધન ભુતકાળનો ઇતીહાસ છે એ માન્યતા ખોટી નથી. સીંહના બચ્ચાં ઘેટાં સાથે રહ્યા પછી તે ઘેટાંના દશા ભોગવે છે પણ જ્યારે તેને પૂર્વ વૃતાંત જાણવા મળે છે ત્યારે પૂર્વ પ્રથાને માર્ગે પ્રવર્તે છે. આપણો પુરાણો ઇતીહાસ ગૌરવ ભર્યો છે, યશસ્વી છે, અનુકરણીય છે પ્રહલ બાળકોને છાજે એવો શોભાયુકત છે. અત્યારની પરિસ્થિતી જુદી છે, વાતાવરણ જુદું છે તો પણ મારગ ભુલેલાને સુચનાત્મક નીશ્ચીત સ્થાનપર લઇ જવાને તે ઉપયોગી બની શકે એમાં

નવાઇ નથી. જો આપણે પુખ્ત વિચારથી વિચારીએતો આપણી જ્ઞાતીનો આ ઈતીહાસ આપણને ઘણું શીખવે છે-માર્ગદર્શક બને છે.

જ્ઞાતિ એટલે વિશાલ કુટુંબ છે કે જેમાં કૌટુંબીક વ્યવહાર સફલતાથી સાચવી રખાય છે. વડીલોએ જો જ્ઞાતીઓની ઉપયોગીતા માની હોય તો તે આજ કારણથી. સુખ દુ:ખના સમયમાં સાથે રહે અને ઉપયોગી થઇ પડે તે કુટુંબ. મોટું કુટુંબ તે જ્ઞાતી. આપણી જ્ઞાતી બહુ મોટી નથી. ૪૫ હજારની કહેવાય છે. પણ તે હાલતો શબ્દ માત્રમાંજ જણાય છે. તેમાંએ અનેક જથ્થા અને અનેક પ્રકારના રીત રીવાજો છે આ જુદી માહીતી એકત્ર કરી સર્વને જાણ થાય એવા હેતુથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ શુદ્ધ હેતુ જ્ઞાતી બંધુઓ જોઇ શકશે એવી તેઓ પ્રત્યે અમારી પ્રાર્થના છે.

શ્રીમાળ પુરાણ અને દંતકથાઓ સીવાય બહુધા આપણી જ્ઞાતીના ઇતીહાસ લખવાને ચોક્કસ પ્રમાણોનો અભાવ છે. ગુજરાત ગેઝેટીઅર અને અન્ય ઘણાં પુસ્તકો જોઇએ છીએ ત્યારે તેમાં પણ શ્રીમાળ પુરાણ અને દંતકથાઓનોજ આધાર લીધો હોય એમ જણાય છે. બ્રાહ્મણોત્પત્તિ મારતંડ અને જાતીય ભાસ્કર નામના ગ્રંથોપણ આ સીવાય વીશેષ કાઇ કહી શકતા નથી. આથી આપણે પણ અતિશયોકિત ભરેલી જણાતી બાબતોને બાજુ મુકીએ તો શ્રીમાળ પુરાણનેજ આધારે ચાલવું પડે છે. કારણ કે હજુ પણ શ્રીમાળ નગરના અવશેષો અને શ્રીમાળ પુરાણની કથનીઓ આપણામાં ચાલુ છે. શ્રીમાળ નગર છોડયા પછીની હકીકતો તો ઘણે ભાગે વડીલોના અનુભવો અને અનુકુળ કથાઓ ઉપરથી લેવામાં આવી છે અને એ વગર બીજા આધારો મળવા મુશ્કેલ છે, તોપણ મોટે ભાગે વજનદાર હકીકતોજ આપવામાં આવી છે.

એકંદરે પુસ્તકની હકીકત જોઇએ છીએ ત્યારે આપણી જ્ઞાતીની પ્રાચીન અને અર્વાચીન પરિસ્થિતિનું ભાન થાય છે. જ્ઞાતિના પ્રમાણમાં અગાઉ ઘણાં નામાંકીત પુરૂષો થઇ ગયા જણાય છે અને જ્ઞાતિની સમૃદ્ધિ તથા સંખ્યા જાહોજલાલીવાળી હતી એમ માની શકાય છે. જ્ઞાતીએ ઘણા નામચીન પુરૂષો આપ્યા છે કે જેમણે જ્ઞાતિને શોભાવી છે. આ માટે જ્ઞાતિએ આનંદ સાથે સંતોષ માનવો જરૂરનો છે.

આ પુસ્તકમાં તો ફક્ત ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છની હકીકતો આપવામાં આવી છે, મારવાડ મેવાડ અને માળવાની હકીકતો આપવામાં આવી નથી. કારણકે હજુ જોઇતી હકીકતો મળી શકી નથી તેમ પરિષદ પ્રસંગે આ પુસ્તક બહાર પાડવાની ઉતાવળ હોવાથી તેના વિભાગ પાડવા પડયો છે. જ્ઞાતિ સંબંધી લેખનો આ પહેલો વિભાગ છે. બીજો વિભાગ છપાય છે અને તેમાં વિદેહી-દેહી જ્ઞાતીના અગ્રગણ્ય સ્ત્રી પુરૂષોના જીવન વૃત્તાંતો અને બ્લોકો (ફોટાઓ) આપવામાં આવનાર છે. ત્યારબાદ મારવાડ મેવાડ, માળવાની હકીકત મેળવી અનુકુળતા પ્રમાણે ત્રીજો વીભાગ બહાર પાડવામાં આવશે. આ દિશાઓમાં જેમ જેમ જ્ઞાતીભાઇઓની ઉદારતાભરી સહાયતા અને સહાનુભૂતી મળશે તેમ તેમ અમારા ઉત્સાહના વેગને અમો આગળ વધારીશું. માટે જે કોઇ ભાઇ હકીકત મોકલશે તે અવકાશે ઉપયોગીતા પ્રમાણે દાખલ કરવામાં આવશે.

પ્રથમ અમારો વિચાર આ પુસ્તક એકજ ભાગમાં બહાર પાડવાનો હતો. પરંતુ આટલી ઉતાવળ કર્યા છતાં અમો પહોંચી ન શકયા અને હજુ યોગ્ય પુરૂષોના ચરીત્રો આવવાં બાકી છે; તેથી પરીષદનો સમય સાચવવા આ લેખને પ્રથમ ભાગ તરીકે બહાર પાડી જ્ઞાતિબંધુઓનાં કરકમળમાં મૂકીએ છીએ અને આશા રાખીએ છીએ કે જ્ઞાતિબંધુઓ તેનો યોગ્ય આદર કરી અમારા ભાવી ઉત્સાહને આગળ વધારવા પ્રેરશે.

પુસ્તકના બે ભાગ પાડવામાં આવ્યા છે છતાં બને ભાગની કીંમત પ્રથમથી જે રૂ. ૨ રાખવામાં આવી હતી તેજ લેવામાં આવશે. તેમાં વધઘટ કરવા ઇચ્છતા નથી. એટલે અગાઉથી થએલ અમારા સુજ્ઞ ગ્રાહકોને રૂા. ૨)માં બંને ભાગ આપીશું.

જ્ઞાતિના ઇતિહાસનું પુસ્તક છાપવું તેમાં ઘણીવાર કોઇ કુટુંબના જથ્થાના ભાઇઓનાં મન દુખાય એવો ભય રહે છે એ વાત ખરી છે. પરંતુ અમોએ આ વિષયમાં બહુજ વિચારપુર્વક કોઇનાં હૃદયો ન દુખાય એવું લખ્યું છે. છતાંય કોઇને તેમાં અસંતોષ થાય તો તે માટે અમો નમ્રતા પુર્વક માફી માગીએ છીએ. અમારો ઉદ્દેશ અને આશય શુદ્ધ છે. આ શુદ્ધતા ઉપરજ અમો જ્ઞાતિબંધુઓની અમારા દોષ જણાય તો ક્ષમા માગીએ છીએ.

બે ભાગ પાડવાથી બંધામણી ખર્ચ વિગેરેમાં વધારો થાય એ સ્વાભાવિક છે અને તેથી અગાઉથી ગ્રાહક થનારના રૂ. ૨ બંને ભાગના લેવા ઉપરાંત પાછળથી લેનાર પાસેથી રૂ. ૨-૮-૦ બંને ભાગના લેવા અમોએ નિશ્ચય કર્યો છે. તો આશાછે કે બીજો ભાગ બહાર પાડતા અગાઉ, અગાઉથી ગ્રાહક થઇ નામો નોંધાવશો. ગ્રાહક થનાર બંધુઓના નામો બીજા ભાગમાં દાખલ કરવામાં આવશે.

વિક્રમાર્ક ૧૯૮૪
વિજયાદશમી

લેખક તથા પ્રકાશક.



॥ ॐ ॥

**श्री महालक्ष्म्यै नमः**

# प्रारंभ प्रार्थना

**મનહર છંદ**

**આર્ય!** અણમેલી છેલી અકેલી અવનિમાંહી;
જોડ ન અજોડ કોડ—કોડ પુરનારી તું;
આદ્ય અને અંતમહીં અનંત અભેદ વેદ,
અમંદ આનંદકર અનૂપ વિહારી તું.
શ્રેષ્ઠતા સમાનતામાં સત્ય સાત્વિકતા ભાસે,
શક્તિનું સ્વરૂપ સાચું સૃષ્ટિ સજનારી તું,
વંદનિય વિશ્વતણી વ્યાપક વિરાટ વેશે,
પ્રેમી પ્રભુતાએ કાર્ય સિદ્ધ કરનારી તું.
**માયા!** મહ માયા છાંયા છવાઇ ભૂતળમાંહી,
જગતજનેતા જાયા માયા બલિહારી તું;
દેવ, દાનવો ને ઋષિ, મુનિ શુદ્ધ સિદ્ધ પણ,
મતિથી મુંઝાયા, ભરમાયા ભેદકારી તું.
બ્રહ્મ ને બ્રહ્માંડ સહુ ઓતપ્રોત ત્હારામહીં,
અકલ્પ્ય, અવ્યય અને છેક અવિકારી તું;
છતાં મૂર્તિમંત મહિમાથી મહીમાંહીં દીસે,
**પ્રેમી** પ્રભુતાએ કાર્ય સિદ્ધ કરનારી તું.
દયાળી, મયાળી અને દાની દાનેશ્વરી સાચી,
કૃપાળી બનીને ભીડ ભક્ત હરનારી તું;
નિસત કૃપાળી કરે દાસતણી રખેવાળી,
ભાળી ભડવીર ભવદધિ ભયહારી તું.
અજબ અનેરી અનુપમ ને અખંડ એક,
કમનિય કળા ન કળાય એવી ભારી તું:
શુભ વરદાયિની હે! માતા **મહાલક્ષ્મી** મહ,
**પ્રેમી** પ્રભુતાએ કાર્ય સિદ્ધ કરનારી તું.

**દોહા.**

ઇચ્છા પુર મુજ **માવડી**, આદ્ય સ્મરૂં તુજ નામ;
**પ્રેમી** પ્રભુતા પાડવો, **થાય** સફળ આ કામ.

# महंमायाष्टक.

તુંહી માત મંહમાય છો એક સાચી,
તુંહી શક્તિરૂપે રહી વિશ્વ રાચી;
તુંહી સૃષ્ટિ આકાશ ને સૂર્ય દિસે,
તુંહી વ્યોમ છો ચૌદ બ્રહ્માંડ વિશે. ૧.

તુંહી એક રૂપે છતાં છો અનેક,
તુંહી છો જીવ-માત્રમાં આતમ એક;
તુંહી ચંદ્ર, વાયુ, ઋતુ, માસ, વર્ષ,
તુંહી અગ્નિ, પાણી, ઘડી, શોક, હર્ષ. ૨.

તુંહી દેવ ને દાનવો ઋદ્ધિ છે,
તુંહી અષ્ટમા સિદ્ધિ નીદ્ધિ રિદ્ધિ છે;
તુંહી છે ગિરિ ને નદી, વૃક્ષ, ફૂલો,
તુંહી સુફળો, બાવળી વિઘ્ન શળો. ૩.

તુંહી ઔષધી, ખાદ્ય વસ્તુ સહૂ છે,
તુંહી ચેતના ને કળામાં બહૂ છે;
તુંહી મેઘ છે વીજળી ને કડાકા,
તુંહી તોપ—બંદૂક, આદિ ધડાકા. ૪.

તુંહી જન્મ શક્તિ અને કાળરૂપ,
તુંહી બાળ, યુવા, મનુ, વૃદ્ધ ભૂપે;
તુંહી કલ્પ, વિકલ્પ, સંકલ્પ, ભાસે,
તુંહી સદ્ગુણો, દુર્ગુણો દેવ ત્રાસે. ૫.

તુંહી સૃષ્ટિ વિચાર ને શુન્યકારી,
તુંહી જ્ઞાન, અજ્ઞાન, સન્માર્ગધારી;
તુંહી મુક્તિનું દ્વાર છે સ્વર્ગ નર્ક,
તુંહી બ્રહ્મવેત્તા વિવિધાર્થ તર્ક. ૬.

તુંહી બ્રહ્મ ને પ્રકૃતિરૂપ માયા,
તુંહી પંચભૂતત્ત્વ છો જીવ કાયા;
તુંહી છો ગુરૂ-શિષ્ય ને સંત સર્વ,
તુંહી છો અભિમાનીનો દુષ્ટ ગર્વ. ૭.

તુંહી સ્થિર, અસ્થિર આ વિશ્વવ્યાપી,
તુંહી શક્તિ ના કોઇ શકતું જ માપી;
તુંહી પ્રેમ પ્રેમી પરા પૂર્વ તુંહી,
તુંહી એક તુંહી તુંહી એક તુંહી. ૮.

---

श्री महालक्ष्म्यै नमः

# શ્રીમાળી બ્રાહ્મણજ્ઞાતિ અને શ્રીમાળ ક્ષેત્ર.



શ્રીમાળી બ્રાહ્મણજ્ઞાતિ અને શ્રીમાળી વાણીયા-દશા-વિશા-સોની-પોરવાડ વિગેરેનું મૂળ ઉત્પત્તિસ્થાન તે શ્રીમાળ ક્ષેત્ર છે. ક્ષેત્ર એટલે પવિત્ર ભૂમિ. એનું ખરૂં નામ તો શ્રીમાળનગર-હાલના સમયે તેનું પરિવર્તન થયું છે અને તે ભિન્‍માલ અથવા ભિન્નમાળના નામથી ઓળખાય છે, શાસ્ત્રાનુસારે ચાર યુગ કલ્પાયા છે. કૃતયુગ (સત્યયુગ) ત્રેતાયુગ, દ્વાપરયુગ અને કળિયુગ. આ ચારે યુગની પરિસ્થિતિ જેમ જુદી જુદી લખવામાં આવી છે તેમ ચારે યુગનો ઇતિહાસ પણ જુદોજ છે. આ *સિદ્ધાંતને લઇને આ શ્રીમાળનગરના પણ ચારે યુગના જુદા જુદા ચાર નામો પડ્યા છે—કારણ કે આ શ્રીમાળનગર એ કાંઇ હાલનુંજ વસાહત પામેલું નથી. જુના પુરાતન કાળનું તે અસ્તિત્વ ધરાવે છે, આ બધો ઇતિહાસ આપણે ક્રમેક્રમે તપાસીશું. પરંતુ હાલ તો સાંપ્રત સમયમાં તેનું જે ભિન્નમાળ નામ સુપ્રસિદ્ધ છે તે નામથીજ આપણે તેને ઓળખવું પડશે. ઐતિહાસીક દૃષ્ટિએ તેની તપાસ લીધા પહેલાં ભૌગોળીક દૃષ્ટિએ આપણે તેને પ્રથમ તપાસીશું. એટલે કે—

## ભિન્નમાળ ક્યાં આવ્યું ?

ભારત ઇતિહાસના સમરાંગણમાં સુપ્રસિદ્ધ થએલ વીરભૂમિ-મરૂભૂમિ-મારવાડના જોધપુર અને આબુ વચ્ચેના વિશાળ મેદાનમાં તે આવેલું છે, તે ઉત્તર અક્ષાંશ ૨૪ "૪૨" અને પૂર્વ રેખાંશ ૭૨ "૪" ઉપર લગભગ ૨૦થી ૩૦ ફીટ ઉંચી અને આશરે પોણો માઇલ ઉત્તર-દક્ષિણ પથરાએલી લાંબી ટેકરીપર દૃષ્ટિએ આવે છે, આબુરોડ સ્ટેશનથી વાયવ્ય ખૂણામાં આશરે

---

*શાસ્ત્રકારોએ ચાર યુગની મનુ, ગૌતમ, શંખ અને પારાશર એ ચાર સ્મૃતિ મનુષ્યોએ કર્તવ્યમાં મુકવાના કાયદા બનાવ્યા છે.

कृतेषु मानवा धर्मास्त्रेतायां गौतमाः स्मृताः
द्वापरे शंख लिखिता कलौ पराशरा स्मृताः

પુરાણોક્ત કથાઓ વિચારીએ છીએ ત્યારે પણ ચારે યુગમાં ભિન્નભિન્ન પ્રકારનાં પરિવર્તનો થયેલાં છે. તો પછી શ્રીમાળનગરના નામમાં અને પરિસ્થિતિમાં પરિવર્તનો થાય એમાં આશ્ચર્ય નથી.

પચ્ચાસ માઈલ દૂર તે જોવામાં આવે છે. આજુબાજુ ઝાડી નથી પણ ખુલ્લું મેદાન છે. તેની ચારે તરફની સીમા તપાસીએ તો ઉત્તરે સુકડી-સુકી નદી, પૂર્વમાં આબુ પર્વતની હારમાળા, દક્ષિણે સાંચોર પ્રદેશ અને પશ્ચિમે લુણી નદી આવેલી છે.

## પ્રાચિન અને અર્વાચિન ભિન્નમાળ.

પ્રાચિન સમયમાં આજનું આ ભિન્નમાળ એક સુંદર, સુશોભિત રાજનગર હતું. ગગન ચુંબીત મહાલયોથી અને ગાચ વસ્તીથી તે સારા હિંદુસ્થાન દેશની અને વિદેશીય પ્રજાની દ્રષ્ટિ આકર્ષી રહેલું હતું. ત્યાં વ્યાપાર રોજગાર પણ પ્રાધાન્યપદે હતો. લગભગ ગુજરાત અને મારવાડનાં મધ્યસ્થ ભાગના સીમાડા ઉપર આવેલું હોવાથી ત્યાં ધીકતો ધંધો ચાલતો હતો. વળી નિર્મળ જળથી ભરેલા રમણીય સરોવરો અને પવિત્ર તિર્થોનું તે ધામ ગણાતું હતું. બ્રાહ્મણ, વાણીયા જેવી આચાર વીચાર અને ધર્મપરાયણ ઉજ્વળ વસ્તી ત્યાં મોટા પ્રમાણમાં વસતી હતી, કાળના પરિબળે એ જગમશહુર જાહોજલાલીવાળું ભિન્નમાળ આજે નિર્જીવ અને નિર્જન બન્યું છે. આકર્ષક શહેર મટી ખંડીએરો અને ઉજ્જડ ભાગોથી ભરપુર નાનું ગામડું બની ગયું છે. આ નગરની પૂર્ણ જાહોજલાલી અને ગૌરવ લગભગ બારસો સૈકાના અંત અને તેરમા સૈકાની શરૂઆત સુધી સચવાઇ રહેલાં હતાં. પરંતુ ક્રમેક્રમે વસ્તી અને વ્યાપારની હાનીથી આજે તે છેક પડતી સ્થીતિમાં ગારવ નષ્ટ બની રહ્યું છે. સોળમા સૈકાની અવધ સુધી તે ઉત્તર ગુજરાત-આનર્ત દેશમાં ગણાતું હતું પરંતુ જ્યારે મોગલ સમ્રાટ શહેનશાહે અકબરે ઇ૦સ૦ ૧૫૮૩ માં રાજ્યવ્યવસ્થા સાચવવાના કારણે તેને જોધપુર રાજ્ય મારવાડમાં દાખલ કર્યું ત્યારથી તે જશવંતપુર જીલ્લાનું મુખ્ય મથક તરીકે ગણાતું થયું હતું, પરંતુ જોધપુરના મહારાજા જશવંતસિંહજીએ, ભિન્નમાળની બાજુમાં આવેલા લોયાણાના રાણા સાલજીએ રાજ્ય સામે બંડ ઉઠાવ્યું હતું તે સમાવ્યું અને લોયાણા સર કરી તેનું નામ બદલી જશવંતપુર પાડયું; તથા એ જીલ્લાનું એને મુખ્ય મથક બનાવી રાજ્યસત્તાનું થાણું ત્યાં સ્થાપ્યું ત્યારથી ભિન્નમાળનો ઘસાતો જતો વ્યાપાર જે સહેજસાજ રહ્યો હતો તે બંધ પડયો અને તે દિવસોથી તે તદ્દન પડતી દશામાં આવતું ગયું હતું. આજે ભિન્નમાળની એ ગૌરવવંતી કિર્તિ ખડિએરોથી નામશેષ રહી છે. નથી એ પુરાણું ભિન્નમાળ! નથી એ પુરાણું ગૌરવ! છે તે અવશેષ ભાગોથી કુદરતની ચડતી પડતીનો ક્રમ બતાવવા પુરતું છે.

જ્યાં નેવું હઝાર વાણીયા, પીસ્તાળીશ હઝાર બ્રાહ્મણો અને બીજી જ્ઞાતિઓ મળી આશરે અઢીલાખ માણસોની વસ્તી કહેવાતી હતી ત્યાં આજે છુટાં છવાયાં ૧૪૨૧ ઘરો અને ૪૫૪૫ માણસોની વસ્તી છે[1]. જ્યાં મ્હોટા મ્હોટા મહેલો અને સુંદર દેવાલયો હતાં ત્યાં આજે ઝુંપડાઓ અને થોડાક નવાં મકાનો નજરે આવે છે. જ્યાંની મજબુત કિલ્લેબંધી લગભગ છત્રીશ ગાઉના વિસ્તારમાં હતી ત્યાં આજે મેદાન જ-વાડીઓ, ખેતરો અને થોરની વાડ જોવામાં આવે છે. જ્યાં સુંદર સરોવરો અને તિર્થો હતાં ત્યાં ખાબોચીયા, ખંડિએરો અને ઉચા ટેકરાઓ, ખાડાખળીઆ નજરે આવે છે. વાણીયા, બ્રાહ્મણને સ્થાને રબારી, ભિલ્લ અને અન્ય વર્ણોનાં ઝુંપડાં દેખાય છે[2]! અસલવારાનું ક્યાં ગૌરવવતું ઉજ્વળ ગણાતું શ્રીમાળનગર[3] અને ક્યાં હાલની પડતી દશામાં નજર આવતું ભિન્નમાળ !!

આજે તે અનેક પ્રકારનાં ન્હાનાં મ્હોટાં ખાડા-ટેકરા અને ખંડિએરોવાળું અરણ્ય સમાન દેખાય છે. શહેરની બહારના જુના દરવાજાઓ જેવા કે— ઉત્તરે ઝાલોરદ્વાર, પશ્ચિમે સાંચોરદ્વાર-પપીલાદ્વાર, ઇશાન કોણમાં સૂર્યદ્વાર, અગ્નિ કોણમાં લક્ષ્મીદ્વાર અને દક્ષિણે ગુજરાતદ્વાર તદ્દન નાશ પામેલા જણાય છે.[4] ભિન્નમાળની તળેટીની આસપાસની કિલ્લેબંધી પણ

---

*૧-ઇ. સ. ૧૮૯૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે છે, તેમાં ૪૭૫ મહાજન વિગેરે કોમ મુખ્યત્વે કરી ઓસવાળ, વાણીયા તથા ૨૦૦ શ્રીમાળી બ્રાહ્મણોનાં ઘરો ઉપરાંત બાકીના બીજી પરચુરણ કોમોનાં છે કે જેમાં ૧૨૦ ભિલ્લનાં ઘરો આવી જાય છે. આ હિસાબે સાડત્રીશ વર્ષ ઉપર ભિન્નમાળમાં ૨૦૦ શ્રીમાળી બ્રાહ્મણબન્ધુઓનાં ઘરો હતાં. જ્યારે આજે તો એથી પણ ઘણા ઓછા હશે એમ અનુમાની શકાય છે.

૨-ઇ. સ. ૧૬૧૧ માં એક અંગ્રેજી વેપારી મી. નીકોલસ ઉફ્લેટ અહીં આવેલા તેમણે ભિન્નમાળને ૩૬ માઇલ એટલે ૨૪ ગાઉના ઘેરાવાવાળું શહેર જણાવ્યું છે. વળી તેમાં ઘણાં તળાવો તથા કિલ્લાનો નાશ થતો જતો હોઇ મેદાન થતું હોવાનું જણાવેલું છે.

૩-અતિ શોચનીય વાત છે કે આવા સુંદર નગરનો જીર્ણોદ્ધાર કરવાને દેશની પ્રાચિન જાહોજલાલીની આકર્ષક કળાને ખીલવવાને તેમજ ધાર્મિક સ્થળોનું સુસ્મરણ રાખવાને ગુજરાત, મારવાડના મહાન રાજવંશીઓએ, શ્રીમંત લોકોએ કે અંગ્રેજી સત્તાના વરિષ્ઠ કાર્યકર્ત્તાઓએ કાંઇપણ લાગણી દર્શાવી નથી. ભિન્નમાળાના નાશનું એ પણ એક કારણ છે.

૪-મુંબઈ ગેઝેટીઅર વોલ્યુમ ૧ ભાગ ૧ માં આવેલી ભિન્નમાળની તવારીખમાં આ દરવાજાઓનાં જુદા જુદા નામો આપ્યાં છે. (૧) કિષ્ન બીવાવ,

ઘણીજ જીર્ણ તથા નાશ પામેલી છે, શહેરનાં તળાવોનાં કાંઠાની હાર એટલી બધી મળી ગએલી છે કે તે ફક્ત ચિન્હરૂપેજ માની શકાય છે. શહેરની ચારે બાજુ થોર અને કાંટાની વાડ આવી રહેલી છે. જ્યાં ત્યાં ગૌચરો અને ખેતરો જોવામાં આવે છે. પૂર્વમાં આબુ પર્વતની હારમાળા સુધી છુટા છવાયા થોડાં થોડાં ઝુંપડાંઓ-ઘરોવાળા ગામડાંઓ, ચરીઆન જગા અને પીલુડી વગેરેના વૃક્ષો આવેલાં છે. ઉત્તર, દક્ષિણ અને પશ્ચિમ તરફ સપાટ તથા રેતાળ જગા હોઇ ખુલ્લા મેદાન જેવું જણાય છે. હાલમાં ગામ ફરતા રબારીઓ અને ભિલ્લોના ઝુંપડાઓનો તથા થોરની વાડનો જાણે કોટ હોય એમ લાગે છે રસ્તાઓ વાંકાચુંકા અને સાંકડા છે. રહેવાશીઓના ઘરોમાં ઉંચી વર્ણના ઘરો કાંઇક ઠીક છે; બાકી તો ઝુંપડાં જેવાં ઘરો દેખાય છે. એક ટેકરી ઉપર આવ્યા છતાં દૂરથી જોનારને માત્ર જૈન દેરાસરનાં શિખરો તથા પુરાણી રાજકચેરીનું જીર્ણ મકાન એવા નામશેષ ચિન્હો દેખાય છે. વિધિની વિચિત્રતા તે આનું નામ !

## જોવાલાયક હાલનાં સ્થળો.

ભિન્નમાળ જોકે ભાંગ્યું છે તોપણ તેમાંના હાલનાં કેટલાંક સ્થળો

---

ભિન્નમાળની ઉત્તરમાં લગભગ છ માઇલ દૂર નરટનની પાસે અને મોટા કુવા આગળ (૨) સુરજપાલ, ભિન્નમાળથી લગભગ છ માઇલ દૂર પૂર્વમાં મહાદેવના દહેરાં આગળ ખાનપુર પાસે. (૩) રસદીદાર. ભિન્નમાળથી દક્ષિણે લગભગ છ માઇલ દૂર સુમાનદેવળની પાસે (૪) ધરણીધર. ભિન્નમાળની પશ્ચિમે લગભગ છ માઇલ દૂર વંદરની પાસે મોલકુવા આગળ, આ કિલ્લેબંધી ગુજરાત દરવાજાથી નીકળી પશ્ચિમમાં પીપલદ્વાર અને ત્યાંથી કિલ્લેબંધી યક્ષ સરોવરની નહેરની પૂર્વ બાજુમાં થઇ સરોવરનાં નૈઋત્યખૂણામાં વધે છે. અને ત્યાંથી સરોવરનાં દક્ષિણ કિનારાની બાજુએ થઇ ઉત્તરમાં ઝાલોરદ્વાર આગળ જાય છે. ઝાલોરદ્વારથી આ કિલ્લેબંધી પૂર્વમાં કરાત અનેકનકસેન સરોવરની બાજુ તરફ વધે છે. આ કિલ્લેબધી દક્ષિણે ગુજરાત દરવાજા આગળની કિલ્લેબંધી સાથે મળે છે. આ છેલ્લી કિલ્લેબધી એટલી બધી જીર્ણ થઈ ગઇ છે અને શહેરના તળાવોના કાંઠાજોડે એટલીબધી મળી ગઇ છે કે તેનાં કોઈપણ ચિન્હો અત્યારે જણાતા નથી પીપલદ્વાર તથા ગુજરાત દરવાજાના ખંડિએરો જણાઇ આવે છે. છેલ્લો દરવાજો તથા તેનું બાંધકામ સ્પષ્ટ જણાઇ આવે છે. અને મુસલમાન અથવા અઢારમાં સૈકાના રાઠોડ રાજકર્તાઓનાં સમયમાં બંધાવ્યો હશે એમ દરવાજાના ખંડીએરો ઉપરથી અનુમાની શકાય છે, ઝાલોરદ્વાર પણ સંભાળપૂર્વક સચવાયો છે અને તેના મહેરાબપરથી તે મુસલમાન અથવા અઢારમા સૈકાના રાઠોડ રાજકર્તાઓના સમયમાં બંધાયો હશે એમ લાગે છે.

જોવાલાયક હોઇ આરકીયોલોજી અને એથનોગ્રાફીની જીજ્ઞાસા શોધક દૃષ્ટિએ તૃપ્ત કરવાને પુરતાં છે. ભિન્નમાળના ખંડિએરો અને ઇતિહાસ ખરેખર આશ્ચર્ય પમાડનારા છે. હાલનાં ભિન્નમાળમાં જૈન પાર્શ્વનાથના ચાર દહેરાંઓ હમણાંજ સમરાવેલાં નજરે આવે છે શહેરના પૂર્વભાગમાં વરાહી ભગવાનનું મંદિર છે, તેની દક્ષિણે એક વિશ્રાંતિગૃહ–ધર્મશાળા છે. આ વિશ્રામસ્થાનના સુંદર આરસપહાણના થાંભલા ઉપર ૧૧ અને ૧૩ મા સૈકાના કોતરેલા મુદ્રાલેખો છે. આથી સાબીત થાય છે કે આ થાંભલાઓ: વિશ્રામસ્થાનના થાંભલાઓ નષ્ટ થએલા હોવાથી જગત્સ્વામી–સૂર્યનાં દેવળમાંથી આણ્યાં છે. ભિન્નમાળની દક્ષિણે કચેરીઓના ખંડિયેરોમાં એક નાનું મંદિર છે. તેમાં એ નાગની ફણા ઉપર માતાની મુર્તિ પધરાવેલી જણાય છે. આ દેવી તે રાઠોડોની કુળદેવી છે એવો તેનાં ઉપર લેખ છે. ગ્રામ્યદેવી હોય એમ પણ અનુમાની શકાય છે[1]. આ ઉપરાંત ગામમાં પોસ્ટ ઑફીસ, ગામડી નિશાળ, નાની હોસ્પીટાલ, પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટની ઑફીસ તથા એક મારવાડી વીશી છે. પ્રાચિન અવશેષોમાં ખંડિએરોમાં દક્ષિણે એક ટેકરી ઉપર જગત્સ્વામી[2], સૂર્યદેવનું નાશ પામેલું મંદિર છે.[3] આ મંદિર ઉપર સંવત ૧૧૧૭ના મહા સુદ ૬ ને રવીવારનો લેખ છે. આ ઉપરથી

---

૧ શ્રીમાળપુરાણ પાન ૨૬૬ માં જણાવ્યું છે કે શ્રીમાળમાં નાગનીદેવીની મુર્ત્તિ હતી તે કદાચ આ હશે.

૨ શ્રીમાળપુરાણમાં જણાવ્યું છે કે ચંદ્રવંશી નહુષરાજાના પુત્ર યયાતિએ પોતાની પત્નિઓ સાથે ઉગ્રતપ કરી સૂર્યને પ્રસન્ન કરી તેમની આજ્ઞાથી આ સ્થળે સૂર્યમંદિર બંધાવ્યું હતું તેજ આ મંદિર છે. ભિન્નમાળ પડી ભાંગ્યાં પછી ત્યાંની મુખ્ય દેવોની મુર્તિઓ પાટણમાં લાવવામાં આવી છે અને જેમાં મુખ્ય મહાલક્ષ્માની ચંદનકાષ્ઠની મુર્તિ છે. તે ઈ. સ–૧૨૦૩ મા લાવ્યા છે. તે હાલ પાટણમાં પધરાવવામાં આવી છે. તેની બે બાજુએ સૂર્યની મુર્તિ તથા રાંદલ–રણદેવી–રન્નાદેવીની મુર્તિઓ છે તે આ સૂર્યમંદિરમાંથી લાવેલી કહેવાય છે. ઇ. સ. ૧૪૦૦ માં બ્રાહ્મણો લાવેલા કહેવાય છે.

૩–એક સ્થળે એમ પણ લખવામાં આવ્યું છે કે શ્રીપુંજે બંધાવેલું હતું અથવા જગત્સેન રાજાએ કે જેને કનક–કનિષ્કના નામથી ઓળખાવવામા આવે છે તેણે આ મંદિર બંધાવેલું જણાવવામા આવે છે અને પોતાના સાર્વભૌમના અધિકારના ચિન્હ દાખલ તેણે આ મંદિરનું નામ જગત્સ્વામી આપ્યું હોય એમ જણાવાય છે. ઇ. સ. પૂર્વે ૬૮૦ ના અરસામાં તેણે ભિન્નમાળમાં રાજ્ય સ્થાપેલું કહેવાય છે.

જણાય છે કે આ મંદિર એ ઓસવાળ તથા એક પોરવાડ વણીકે પરમાર રાજા કૃષ્ણદેવના સમયમાં સમરાવેલું હતું. આ મંદિરની પાસે પૂર્વે સર્વ સિદ્ધિદાશ્રમ હતો એવો ઉલ્લેખ શ્રીમાળપુરાણમાં છે. આ મંદિરની પશ્ચિમે લગભગ ૫૦ વાર છેટે 'ગુજરાત દરવાજા' તથા એક વાવના ખંડિએરો જણાય છે. આગળ દક્ષિણે સો વાર દૂર નવ લખેશ્વર મહાદેવનું દેવાલય આવે છે[૧]. અહીંથી થોડેક દૂર જતા વિશાળ ચોગાનમાં હનુમાનની પ્રચંડ મુર્તિ તથા સિદ્ધિવિનાયક–ગણપતિનાં મંદિરો આવે છે, ત્યાંથી થોડે દૂર બ્રહ્મકુંડ છે. તેની બાજુમાં પાતાળેશ્વર, ચંડીદેવી અને ચંડેશ્વર મહાદેવનાં દેવળો આવે છે.

બ્રહ્મકુંડથી આગળ ચાલતાં ખંડાળીઆનું જળાશય તથા જયેશ્વર અથવા જગેશ્વરનું મંદિર આવે છે. જુના વખતમાં આ મંદિર પાસે નાગીની તથા મોકુલની દેવીઓનાં સ્થાનક હતાં એમ જણાય છે. અને તેની બાજુએ જુની વિદ્યાશાળા, સંસ્કૃત પાઠશાળાના ખંડિએરો દેખાય છે. કહેવાય છે કે ભિલ્લ લોકોના ત્રાસથી કંટાળી આ વિદ્યાશાળાના વિદ્યાર્થીઓ ધોળકા ચાલ્યા ગયા હતા. કવિ માઘ ઈ. સ. ૧૦૧૦—૧૦૪૦ આ વિદ્યાશાળામાં શીખતા હતા. શહેરના સીમાડાની બહાર અને વિદ્યાશાળાથી લગભગ ૩૦૦ વાર દૂર નીંબાળી સરોવરના ખંડિયેરો છે. આ તળાવથી અર્ધો માઇલ દૂર ગૌણી સરોવરનાં ખુલ્લા કિનારા જણાય છે. આ કુંડના કેટલાક પગથીઆઓ હાલ પણ છે જે ગૌઘાટ તરીકે ઓળખાય છે. આ ગૌણીકુંડથી સહેજ આઘે શ્રીમાળી મહાજનો તથા ઉચ્ચવર્ણના હિંદુઓની બાળવાની જગ્યા છે. આ સ્મશાનથી થોડે દૂર સલદી સરોવરના ખંડિએરો છે અને આ સરોવરની પાસે ત્રંબક સરોવર અને ત્રંબકેશ્વર મહાદેવનું દેવાલય છે અને ત્યાંથી થોડેક છેટેથી કરાડ સરોવર શરૂ થાય છે. એમ કહેવાય છે કે આ સરોવર કનિષ્કે અથવા કનકસેને બંધાવ્યું હતું. તેના દક્ષિણ કિનારા ઉપર ઝાલોર દુર્ગ, સુવર્ણદુર્ગ સુધી લંબાતા કિલ્લાબંધી ખંડિએરો છે, તેની પેલી પાર મહેશ્વર મહાદેવનું મંદિર છે. પશ્ચિમ કિનારે કિરાતેશ્વરનું સ્થાનક છે.

કરાડ સરોવરના ઉત્તર તરફ તથા વાયવ્ય તરફ જતા બ્રહ્મસરોવર, વનકુંડ, ગૌતમકુંડ અને યક્ષકૂપ નામનાં પવિત્રસ્થાનો આવે છે. ગૌતમકુંડની

---

૧–શ્રીમાળપુરાણમાં જણાવેલું પ્રચુતેશ્વર મહાદેવનું મંદિર આજ હોય એમ જણાય છે. વળી આપણી જ્ઞાતિમાં નવલખાના ઓળખાતા વંશજ છે તેમનાં વડીલોએ પોતાના નામ ઉપરથી આ દેવાલય સમરાવી નામ ફેરવ્યું હોય એમ પણ માની શકાય ખરૂં.

વચ્ચે નાનો ટાપુ આવે છે તેને ગૌતમઋષિનો આશ્રમ કહે છે. હાલતો તે એક ખંડિએરના આકારમાં છે. આ તળાવ-કુંડમાં આખું વર્ષ પાણી ભરેલું રહે છે, આને દક્ષિણકિનારે ભૈરવનું મંદિર તથા તૂટીગએલી મસીદ છે. તેના ઉત્તર કિનાગ તરફ પૂર્વમાર્ગે એક ઝાડના થડને અડીને એક બેઠેલી મોટી મૂર્તિ છે. જોકે આ મૂર્તિનો કેટલોક અંગનો ભાગ ભાંગી પડેલો જણાય છે છતાં હજુપણ તેની પૂજા કરવામાં આવે છે.[1] અહીંથી થોડેક દૂર મુસલમાનોની બે કબરો [2] આવે છે. તેની ઉત્તરે થોડે દૂર દાદેલી નામનો કુવો છે, તથા દોઢસોવારજ દૂર નીલકંઠ મહાદેવનું દેવાલય છે. યક્ષસરોવરની દક્ષિણે અર્ધામાઇલ છેટે મોટા બાણ સરોવરના કિનારા ઉઘાડા દેખાય છે. તેની વચ્ચે લખારાનામનો એક ટાપુ છે. આ સરોવરની પાસે ૫૦૦ફીટ ઉંચી એક સુધ-સોગંધિક પર્વતઉપર શ્રીમાળની લક્ષ્મી-ચામુંડા [3] તથા સુધમાતાનાં મંદિરો છે. અહીંથી આગળ ચાલતાં વિશાળ રમણિય વનપ્રદેશ આવે છે જેમાં મોટી મોટી ગુફાઓ આવેલી જણાય છે. એક ગુફામાં ગુર્જરાધિપતિ ચામુંડરાયે, ચામુંડદેવીનું આરસપહાણનું સુંદર મંદિર બંધાવેલું જણાય છે. આ મંદિરાનાં બારી, જાળીઆં, ગોખ, ઝરૂખા વિગેરે પર્વતનાં પત્થરમાંથીજ કોતરી કાઢેલા જણાય છે. તથા મંદિરનાં થાંભલાઓ એવી રીતે ગોઠવેલા દેખાય છે કે થાંભલાઓ ગણતાં ફરીને આવીએ તો પ્રથમનો થાંભલો ભુલી જવામાં આવે છે. મુર્તિ કાળા પાષાણની છે. એમપણ લોકવંદતી છે કે આ દેવી પર્વત ફાડીને સ્વયંભુ પ્રગટ થયા છે આ ગુફાની બાજુમાં જે બીજી ગુફા છે તેમાં મહાદેવનું લીંગ છે.

---

૧. એમ કહેવાય છે કે આ તળાવને કોઇ યક્ષ રાજાએ બંધાવેલું હશે અને આ મુર્તિ પણ તે યક્ષ રાજાની હશે ! શ્રીમાળ પુરાણમાં આ મુર્તિને કુબેર નામના યક્ષની હોય એમ જણાવવામાં આવ્યું છે. લોક વદંતી છે કે આ મુર્તિ હાલના સ્થાનથી અસલવારામાં વીશેક કદમ દૂર એક મંદિરમાં હતી. ત્યાં આગળ ખંડિએર જોવામાં આવે છે તેથી આ વાત સત્ય મનાય છે.

૨. એવું કહેવામાં આવે છે કે લગભગ ૪૨૫ વર્ષ પહેલાં જ એટલે સોળમા સૈકામાં શ્રીમાળનગરના રક્ષણાર્થે લડતાં ગજનીખાન અને હમાલખાન નામના બે મુસલમાન બંધુઓ ઝાલોર આગળ મરણ પામ્યા હતા તેની આ કબરો છે.

3. આ ચામુંડા વિષે સને ૧૮૭૮ ના બુદ્ધિપ્રકાશના ડીસેમ્બરના અંકમાં એક અગ્રલેખ આપવામાં આવેલો છે. આ મંદિર સુધપર્વત ઉપર આવેલું હોઇ ત્યાં જવાનો માર્ગ સાંકડો અને વિકટ છે, તથા મધ્યમાં જળપ્રવાહ ચાલતો આવે છે.

બ્રહ્મકુંડથી ચાલીશેક વાર દૂર ઇશાનકોણમાં લક્ષ્મીસ્થળ નામે ઓળખાતો ખંડિએર આકારનો માટીનો ઢગલો છે. અહીં આગળ અસલ શ્રીમાળ નગરની મુખ્ય વિધાતા દેવી મહાલક્ષ્મીજીનું મંદિર[1] હતું એમ કહેવામાં આવે છે. આ સ્થળની અગ્નિકોણ તરફ એક ખાડો આવેલો છે જે ખંડાળીઆ કુંડને નામે ઓળખાય છે. ત્યાંથી પચ્ચાસ વાર દૂર અગ્નિકોણમાં એક ન્હાનું ચોગાન આવે છે ત્યાં જગેશ્વર[2] મહાદેવ આવે છે. તથા કુંડ પણ છે. અહીંથી અગ્નિકોણમાંજ લગભગ ૭૫ વાર છેટે જુની વિદ્યાશાળા[3]ના ઉપર જણાવેલાં ખંડિએરો જોવામાં આવે છે. આવા તો ઘણાં નાનાં મોટાં સ્થાનકો ખંડિએરના આકારમાં નામશેષ રહેલાં છે. ભિન્નમાળની ઉત્તરે તથા સુવર્ણદુર્ગ પાસે અહલ્યારૂદ્ર તથા આમલના તથા રત્નમાળાં દેવીઓના સ્થાનક હતા. શહેરના ઇશાનકોણમાં ઇશ સરોવર, દુર્ગાદેવી, કમળાદેવી તથા પરાશરેશ્વર મહાદેવ તથા એક કુંડ હતો એમ કહેવાય છે. પરાશર રૂષિનું આશ્રમસ્થાન તે પણ અહીંજ કહેવાય છે.

વળી શ્રીમાળપુરાણમાં જણાવેલું કાકવરાહ-કૃષ્ણસરોવર પણ આ સ્થળેજ હોય એમ લાગે છે. તલબી સરોવરની દક્ષિણ તરફ લગોલગ કરાડ-પુરોત સરોવર આવેલું છે. આ સરોવર ઉત્તર તરફ આગળ વધી

---

૧. ભિન્નમાળ પડી ભાંગ્યા પછી શ્રી મહાલક્ષ્મીજીની જે મુર્તિને પાટણમાં લાવવામાં આવેલ છે તે આજ મુર્તિ છે. શ્રીપાળપુરાણમાં જણાવ્યા મુજબ શ્રી વિષ્ણુભગવાન અને લક્ષ્મીજીના લગ્ન આજ સ્થળે થયા હતા. શ્રીલક્ષ્મીજીની કૃપાથી એક બ્રાહ્મણને ઘણું દ્રવ્ય મળ્યું હતું તેથી તેણે આ મંદિર બંધાવ્યું હતું એમ પણ કહેવાય છે.

૨. શ્રીમાળપુરાણમાં સ્રવતિ નદિના ઉત્તર કિનારા તરફ જગેશ્વર મહાદેવનું લીંગ હતું એવો ઉલ્લેખ છે તે આજ લીંગ હોય એમ મનાય છે. વળી એમ પણ કહેવાય છે કે જગ નામનાં માણસે પુત્ર પ્રાપ્તિને માટે આ મદિર બંધાવેલું હતું.

૩. એમ કહેવાય છે કે આ વિદ્યાશાળા કેળવણીને માટે પ્રખ્યાતી પામેલી હતી. તેમાં દૂરના દેશોથી પણ વિદ્યાર્થીઓ ભણવા આવતા. ચાર વેદ ઉપરાંત જુદા જુદા પ્રકારની શાસ્ત્રિય વિદ્યા અહીં શીખવવામાં આવતી. અલખટના ઈ. સ. ૧૦૩૦ ના લખાણ પ્રમાણે જીષ્ણુના પુત્ર બ્રહ્મગુપ્તે ઈ. સ. ૬૨૮ ભિન્નમાળમાંથી બ્રહ્મજ્ઞાન મેળવી બ્રહ્મસિદ્ધાંતો લખેલા છે. (રાજસ્થાનનો ઇતિહાસ ભા. ૧ પાન ૬૪૮.) આ ઉપરથી સિદ્ધ થાય છે કે બ્રહ્મજ્ઞાનને માટે ભિન્નમાળે અસલના સમયમાં પ્રાધાન્ય ભોગવ્યું હતું.

પશ્ચિમ બાજુએ ફુંટાઇને શહેર તરફ જાય છે. આ સરોવર કનકસેને-કનીષ્કે કે જેણે શક સંવત્સર ઈ. ૩૮ પ્રવર્તાવ્યો હતો તેમણે બંધાવેલું છે એમ કહેવાય છે.[1]

આ ઉપરાંત અગ્નિકાણુમાં ત્રણ ચોખંડી દેવડીઓ આવેલી છે જેનાં પત્થરો ઉપર સ્ત્રી પુરૂષનાં ચિત્રો કાઢેલાં છે. આ માંહેલી એક દેવી ઉપર છત્રી છે અને તેના પત્થર ઉપર એક ઘોડા ઉપર બેઠેલા માણસ અને તેની બાજુમાં ઉભેલી સ્ત્રીનું ચિત્ર કોતરેલું છે. એમ કહેવાય છે કે ભિન્નમાળના એક તહેસીલદારની સ્ત્રી સતિ થઇ હતી તેનાં સ્મણાર્થે આ ચિત્રો કોતરાવેલાં હશે. અહીંથી બસોવાર દૂર કેટલીક સ્મર્ણશિલાઓ છે જેમાંની એક શિલા ઉપર સંવત ૧૨૪૫-ઈ. સ. ૧૧૮૫ ની સાલ લખેલી છે. આ સ્થળે નીમઘોરીઆ ભૈરવનું દેવળ છે જેની સેવા શ્રાવકો તથા અન્ય હિન્દુઓ કરે છે. આ દેવળની વચમાં એક પાંચફીટ ઉંચો ફરતો થાંભલો છે અને આ થાંભલાની ચાર બાજુ અનુક્રમે હનુમાન, નાગશક્તિ ભૈરવની આકૃતિઓ કાઢવામાં આવી છે. આ થાંભલાની દક્ષિણ બાજુએ એક ફુટ બહાર એક પાંચમુખી લીંગ છે. આ લીંગનાં ચાર મ્હોડાં ચાર દિશાઓ તરફ મળેલાં છે. અને એક મ્હોડું આકાશ તરફ ઉંચું છે. શ્રીમાળ પુરાણમાં કહેલું છે તે પ્રમાણે આ કશ્યપેશ્વરનું લીંગ હોય એમ કહેવાય છે. કારણ કે આ સ્થાનની પાસેજ કશ્યપ

---

૧. શ્રીમાળ પુરાણમાં લખ્યું છે કે જીજીર નામના એક કિરાત-ભિલ્લની પત્નિ આ સરોવરમાં સ્નાન કરી સુંદર કનક-સુવર્ણમય કાંતિવાળી થઇ હતી. આ આશ્ચર્ય જોઇ તે ભિલ્લ પોતે સરોવરમાં નહાવા ગયો પરંતુ તેની કાંન્તિ સુવર્ણની થઇ નહીં. આથી તેણે મનમાં ઉદ્વેગ લાવી તે સરોવરમાં પડી આપઘાત કર્યો. તેની પતિવૃતા સ્ત્રીએ આથી કલ્પાંત કરી તેના પતિની પાછળ ચિતા ખડકી બળી મરવા તૈયાર થઇ એટલામાં ત્યાં કૌશીકમુનિ આવ્યા અને તે સ્ત્રીને રોકી. છતાં તે સમજી નહીં એટલે તે મુનિએ સંતુષ્ટ થઈ તે સ્ત્રીને વરદાન માગવા કહેલું. ત્યારે તેણે વરદાન માગ્યું કે આ સરોવર કૈરાત સરોવર નામે પ્રસિદ્ધ થાવ. મુનિએ તે પ્રમાણે વર આપ્યો અને પોતે પોતાના સ્થાનકે ગયા. સ્થાનિક એમ કહેવાય છે કે ભિલ્લની સ્ત્રીની અચળ સ્વામીભક્તિ જોઇને આ ઉપર મહાદેવ પ્રસન્ન થયા અને ભિલ્લને સજીવન કર્યો. આ ઉપકારની લાગણીથી આ ભિલ્લે આ સરોવર બંધાવ્યું છે તથા ઉપર જણાવેલા કિરાતેશ્વરનું મંદિર બંધાવેલું છે.

ઋષિનો આશ્રમ તથા કુંડ હતાં. સને ૧૯૦૮ ના ની. ટી. એ. ભાંડારકરના મુંબઇ ઇલાકાના પશ્ચિમ સરહદપરનાં આર્કિઓલોજીકલ સર્વે રિપોર્ટો ઉપરથી જણાય છે કે આ તળાવના ઉત્તર કિનારા ઉપર ગાજીખાનની કબર પાસે એક જુની ઇમારતનાં કેટલાંએક ખંડિએરો પડેલાં છે. આ ખંડિએરોમાં એક પડી ગએલો થાંભલો છે જેના ઉપર વિક્રમ સંવત ૧૩૩૩નો ચૌહાણ ચાચીગવના સમયનો એક લેખ છે. આ લેખમાં પાશપદ્ર ગચ્છનાં પૂર્ણ ચંદ્રસૂરિનું નામ તથા આસો સુદ ૧૪ ને દિને મહાવીરની વાર્ષિક પુજાને માટે ૧૩ દ્રમ અને ૭ વિંશોવક દાનમાં આપ્યાનું લખ્યું છે. વળી આ લેખમાં મહાવીર સ્વામી શ્રીમાળમાં આવ્યા અને ત્યાં જૈનધર્મ પ્રવર્તાવ્યો તેની નોંધ પણ કરી છે. આ લેખ ઉપરથી જણાય છે કે આ ખંડિએરો મહાવીરનાં જૈનદેવળનાં હશે. આ ખંડિએરોમાંથી જીનમુર્ત્તિ સાથેનો ઉત્તમ કોતરણીવાળો એક જુનો મહેરાબ જાકબ તળાવની નૈઋત્ય બાજુએ આવેલી પત્થરની નહેરની બાજુની એક ભીંતમાં જડેલો છે. ઉપર જણાવ્યા મુજબની જે યક્ષની ભગ્ન મૂર્તિ ચાર ફીટ ઉંચી અને બે ફીટ, પાંચ ઈંચ પહોળી તથા એક ફીટ જાડી પત્થરમાંથી ઘણીજ કુશળતાથી કોતરી કાઢવામાં આવી છે અને તે એક સાંકડા સિંહાસન ઉપર બેસાડવામાં આવી છે. તેનો જમણો હાથ જમણા ઘુંટણ ઉપર મુકેલો છે અને એક હાથમાં ૭ ઈંચ જાડો એક પત્થરનો ગોળ દડો છે, ડાબો હાથ તેના ડાબા ઘુંટણ ઉપર મુકવામાં આવ્યો હોય એમ જણાય છે, જો કે આ મુર્તિના ભાગેલા અંગ ઉપરથી આ બાબતની ચોક્કસ ખાત્રી થતી નથી. માંથે બે ફીટ લાંબો તથા ચાર લટમાં ગુંથેલો ચોટલો અને તેના ઉપર આભરણ યુક્ત મુગટ છે. દરેક કાનમાં એક વજનદાર વીંટી છે. ગળામાં એક કઠણ ગલપટ્ટો તથા છાતી સુધી લંબાતી મણકાની માળાઓ છે. બંને હાથપર કડાં છે ઉપરાંત જમણા હાથમાં એક સાંકળું છે. કેડમાં એક પટ્ટો તથા તેનાથી સહેજ નીચે કંદોરો તથા ધોતીયાની ગાંઠ દેખાય છે. અત્યારે આ મુર્ત્તિનું ઘણું ખરૂં અંગ મુસલમાનોના ગદા પ્રહારથી ભાંગી ગયેલું કહેવાય છે. ઉપર જણાવી ગયા છીએ તેમ આ ભગ્નમુર્ત્તિની પુજા થાય છે અને આશો સુદ પુર્ણિમાએ તો ત્યાં આગળ મેળો ભરાય છે અને લોકો ઘુઘરીનું નૈવેદ્ય ધરાવે છે.

આ ઉપરાંત બીજા ઘણાં ખંડિએરો અને અવશેષ-સ્મર્ણચિન્હ ભાગો જોવામાં આવે છે પરંતુ તેની ખરી હકીકતો ન મળવાના અભાવે લખવું ઉચિત નથી. હજુ જેમ જેમ ઇતિહાસ શોધકો ભૌગોળિક શોધકો આ

દિશામાં વધારે પ્રયત્ન કરશે તેમ તેમ વધારે અજવાળું પડતું જશે. હવે ભિન્નમાળની ઐતિહાસિક દૃષ્ટિએ તપાસ લઇએ.

## ઐતિહાસિક દૃષ્ટિએ ભિન્નમાળ.

ભિન્નમાળનો પ્રાચિન ઇતિહાસ ઘણો જુનો છે. કારણ કે આ દેશના ઇતિહાસને પુરાણોનો આધાર છે. એટલે પુરાણ સમયથી ઇતિહાસ તપાસવો રહ્યો. આગળ કહી ગયા છીએ તેમ પ્રથમ આ દેશને ગુજરાતની ઉત્તર તરફના આનર્ત દેશમાં ગણવામાં આવ્યો છે. જો કે ભિન્નમાળનું રાજ્ય ઘણાકાળ સુધી સ્વતંત્ર એક દેશ તરીકે ગણાતું આવ્યું છે. આથી તેનો ઇતિહાસ પણ સ્વતંત્ર જોઇએ છતાં જ્યારે ભિન્નમાળના રાજાઓનો ઇતિહાસ; ગુજરાતના ઇતિહાસની સાથે તપાસીએ છીએ ત્યારે તે એટલો બધો સેળભેળ થએલો જણાય છે કે ગુજરાતના ઇતિહાસથી તે કેવળ જુદો પડી શકતો નથી. છતાં જેટલી માહીતીઓ અને જેટલા આધારો મળી શકે છે તે ઉપરથી ભિન્નમાળનો ઇતિહાસ નીચે મુજબ ઉપલબ્ધ થાય છે.

આ [1]આનર્ત દેશનો પહેલો રાજા મનુનો પુત્ર આનર્ત હતો. અને તેના નામ ઉપરથી જ આ દેશનું નામ આનર્ત દેશ પડયું હોય એ સ્વાભાવિક છે. આ પછી આનર્તનો પુત્ર રેવત અને તેના પુત્ર રૈવત અનુક્રમે ગાદીએ આવ્યા. પરંતુ રૈવતે નબળાઇથી આ દેશનું આધિપત્ય ગુમાવ્યું. ત્યારબાદ આ દેશ ઉપર યાદવોનું આધિપત્ય શરૂ થયું. કહેવાય છે કે શ્રીકૃષ્ણના જેષ્ઠ બંધુ બળરામ આ દેશના પહેલા યદુવંશીય રાજા હતા. લગભગ ઘણા કાળ સુધી આ દેશ યાદવોના હાથમાં રહ્યો. પરંતુ ઇ. સ. પૂર્વે ૧૩૯૦ ના અરસામાં રાજ્યને માટે યાદવો અંદર અંદર વિગ્રહ કરી લડી મુઆ—યાદવાસ્થળી થઇ અને યાદવકુળનું આધિપત્ય આનર્ત દેશ ઉપરથી નષ્ટ થયું. ત્યારબાદ ઇ. સ. પૂ. ૩૧૯ સુધી એટલે લગભગ સાડાદશ શતકોનો આ દેશનો રાજકિય ઇતિહાસ જાણવાને પુરતું સાધન મળતું નથી. છતાં કહેવાય છે કે આ સમયમાં ગુજરાતદેશ મ્લેચ્છદેશના નામથી ઓળખાતો હતો અને પરદેશી પર હિંદુઓનો અમલ હતો; આથી આ સમયે અહીં પણ મ્લેચ્છ રાજ્યસત્તા હોય એમ માની શકાય છે. ઇ. સ. પૂ. ૩૧૯ થી ૧૯૭ સુધી મૌર્યવંશનો અમલ આ દેશ ઉપર હતો. વળી એમ પણ કહેવાય છે કે ઇ. સ. પૂ. ૨૦૦ વર્ષોમાં આ ભિન્નમાળ ઉપર પરમાર

---

૧. રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઈ કૃત ગુજરાતના પ્રાચીન ઇતિહાસના આધારે.

[1]રજપુતો રાજ્ય કરતા હતા. પરંતુ મૌર્યવંશીય રાજાઓને પરમાર અથવા તેની શાખા[2] તરીકે ગણવામાં આવે છે. ત્યારબાદ ગ્રીક બાક્ટ્રીઅન રાજ્યનો અમલ શરૂ થયો તે લગભગ સવાસો, દોઢસો વર્ષ ચાલુ રહ્યો. તેનો પરાજય કરી ક્ષાત્રપવંશના રાજાઓએ પોતાનું આધિપત્ય મેળવ્યું હતું. તેણે ઇ. સ. પૂર્વે ૭૦ થી[3] ઇ. સ. ૩૯૮ એટલે ૪૬૮ વર્ષ પર્યંત રાજ્ય કર્યું. આ ક્ષત્રપ–શક–સીથી–અન–નાગ–તક્ષક–યક્ષ ઇત્યાદિ વંશના મુળ પુરૂષ સુપ્રસિદ્ધ કનિષ્કને આ નગર–શ્રીમાળનો ઉદ્ધારક કહેલો છે. તથા શ્રીપુંજથી ઓળખાવવામાં આવેલ છે.[4] આ પછી ગુપ્તવંશના રાજાઓની સત્તા ઇ. સ. ૪૧૦ થી ૪૭૦ સુધી રહી હતી. ત્યારબાદ લગભગ એક સૈકાનો ઇતિહાસ અચોક્કસ છે. પરંતુ એમ કહેવાય છે કે ભિન્નમાળ ઉપર ઇ. સ. ૪૩૮ માં રાક્ષસો ચઢી આવ્યા હતા. આ રાક્ષસો કઇ જાતના હતા તે માટે કાંઇ નક્કી આધાર નથી પરંતુ આ સમયે ઉત્તર હિંદુસ્થાનમાં હુણ જાતની અનાર્ય પ્રજા ચઢી આવેલી તેને રાક્ષસ માનવામાં આવી હોય એમ અનુમાની શકાય છે.[5] એ પછી ઇ સ. ૫૫૦ થી ઇ સ. ૯૫૩ સુધી આ ભૂમિમાં ગુર્જરોનું રાજ્ય હતું. ત્યારબાદ ઇ. સ. ૯૫૩ ની આખરે સોલંકી રાજા ભીમસેનના વખતમાં અઢાર હજાર ગુર્જરો ભિન્નમાળ છોડી મારવાડને રસ્તે થઇ ખાનદેશમાં ગયા. આ પરિસ્થિતિના કારણે ગુર્જર રાજ્યના ત્રણ વિભાગો પડ્યા કહેવાય છે અને ભિન્નમાળ પરમાર રજપુતોના હાથમાં આવ્યાનું જણાય છે. પણ ટુંક સમય તેનો અમલ રહ્યા બાદ ઇ. સ. ૧૧૮૩ માં ભિન્નમાળ. [6]નાંદોલના સોનગરા ચોહાણવંશના રાજા-

---

૧. ગુજરાત સર્વ સંગ્રહ તથા અન્ય સ્થળે જણાવ્યા પ્રમાણે.

૨. ટોડ રાજસ્થાન તથા અક્ષયકુમાર મઝમુદાર કૃત હિંદુસ્થાનના ઇતિહાસના આધારે.

૩. ઈ. સ. ૧૯૨૪ ના ગુજરાતીના ખાસ અંકમાં આપેલા ભિન્નમાળના લેખમાં આ સાલ ઇ. સ. ૧૦૦ થી ઈ. સ. ૩૮૯ ની આપવામાં આવી છે.

૪. કેમ્પબેલ કૃત ગુજરાતના ઇતિહાસમાં આપેલી ભિન્નમાળની તવારીખ જુઓ.

૫. ઈ. સ. ૧૯૨૪ ના ગુજરાતીના ખાસ અંકમાં ભિન્નમાળના લેખમાં આ સમયે હુનોની સત્તા હતી એમ જણાવેલું છે તે આજ હુન જાતિના રાજાઓ હશે.

૬. આ નાંદોલ ગુજરાતમાં દહેગામથી ઉત્તરમાં ગાયકવાડ સરકારના તાબામાં હાલ છે એ એ સમયમાં ચૌહાણોની રાજધાની હશે કે બીજું નાંદોલ હશે એની માહીતી મળતી નથી.

ઓના હાથમાં આવેલું. ઇ. સ. ૧૩૦૦ ના અરસામાં રાઠોડોની સત્તા નીચે તે આવ્યું. પાછું ચૌહાણોએ લીધું અને તુરતજ ફરીને રાઠોડોએ તેનો કબજો લીધો હતો. એ પછી અફઘાનોના હાથમાં ગયું. અફઘાનો પાસેથી પઢીઆર[1] રજપુતોએ પાછું તે મેળવ્યું. અને તેના હાથમાંથી પુનઃ રાઠોડોએ કબજે લીધું હતું જે અદ્યાપિ પર્યંત રાઠોડોના તાબામાં છે.

## ભિન્નમાળની રાજ્યક્રાંતિ.

ઉપર જણાવેલા ઇતિહાસથી જાણી શકાય છે, કે ભિન્નમાળ ઉપર વારંવાર રાજ્યક્રાંતિ થવા પામી છે. તે અનેક વંશજોના હાથમાં તેમજ હિંદુ, મુસલમાન અને રાક્ષસ જેવી જાતિઓના અધિકારમાં બદલાતું રહ્યું છે. આથી રાજ્યક્રાંતિની સાથે ભૌગોળિક ક્રાંતિમાં પણ તે ફેરફાર પામે એ સ્વાભાવિક છે. વ્યાપારિક ફેરફારો પણ થાય એ સકારણ છે. આથી કરીને ભિન્નમાળે ચડતી પડતીના અનેક તડકા છાંયા પસાર કરેલા છે. ગુજરાત ગેઝેટીઅરમાં ભિન્નમાળની રાજ્યક્રાંતિના કારણો સાથે દર્શાવવામાં આવ્યા છે તે આ પ્રમાણે છે. ઇ. સ. ૨૬૯ માં પહેલો નાશકારક હુમલો ઇ. સ. ૪૩૮ માં રાક્ષસોનો હુમલો અને ઇ. સ. ૬૬૪ માં શ્રીમાળ-ભિન્નમાળ ફરીથી બંધાયું. ઇ. સ. ૮૪૦ માં દુશ્મનોનો હુમલો અને ઇ. સ. ૮૯૯ માં શ્રીમાળનો પુનરોદ્ધાર. ઇ. સ ૧૩૧૩ માં રાવ કાન્હડદેવે શ્રીમાળ પાછું વસાવ્યું. આ મુજબ ફેરફારો થતા રહ્યાથી ઉત્તરોત્તર ભિન્નમાળને ઘણી હાની પહોંચી છે, છતાં પણ એમ કહેવાય છે કે ગુર્જર રાજાઓના સમય સુધી આ નગર સમૃદ્ધિવાન હતું. વસ્તી પણ ખીચોખીચ ભરેલી હતી અને વ્યાપાર પણ સારો ચાલતો હતો. એક તરફથી જ્યારે ભિન્નમાળ રાજ્યક્રાંતિથી હાની મેળવતું હતું ત્યારે બીજી તરફથી ચાવડાવંશના મૂળ પુરૂષ વનરાજે ઇ. સ. ૮૦૨[2]માં પાટણ વસાવ્યું ત્યારથી પાટણની જાહોજલાલી અને ગૌરવ વધારવા તેણે દેશપરદેશથી આમંત્રણ આપી પ્રજાજનોને પાટણ બોલાવી વસાવ્યા.[3] આ સમયે ભિન્નમાળમાંથી પણ કેટલોક સમાજ પાટણ

---

૧. આને પડીહારો પણ કહે છે.

૨. ઈ. સ ૧૯૨૪ ના ગુજરાતીના ખાસ અંકમાં ભિન્નમાળના લેખમાં ઈ. સ. ૭૨૦ થી ૭૮૦ તી સાલ આપી છે.

૩. જ્યારે કોઇપણ રાજાઓને નવું શહેર વસાવવું હોય છે ત્યારે તે દેશ પરદેશથી આમંત્રણ આપી પ્રજાજનોને પોતાના રાજ્યમાં વસાવે છે એ પુરાતન રિવાજ છે.

આવી વસેલો હતો. ચાવડાવંશના રાજાઓના સમયમાં ગુજરાતનું મુખ્ય મથક પાટણ થઇ પડયું હતું. આથી ભિન્નમાળની સ્થિતિમાં ફેરફાર થયો છતાં તેનો સંપૂર્ણ નાશ તો સોલંકી રાજાઓના સમયમાં એટલે અગીઆર-બારમા શતકમાં થયો છે. તેના અનેક કારણો !

## ભિન્નમાળનો વિનાશ અને તેના કારણો !

પ્રથમ તો રાજયકર્ત્તાઓની નબળાઇ અને રાજયની અવ્યવસ્થા. બીજું ગુજરાતની પ્રભુતા વધતી ગઈ તેમ ભિન્નમાળની અવદશા પણ વધતી ચાલી. ત્રીજું વારંવાર દુકાળો પડયા. ચોથું વારંવાર શત્રુઓના આક્રમણો થયા તે ગુજરાતના ઇતિહાસ ઉપરથી જણાય છે કે ઇ. સ. ૯૬૧ થી ઇ. સ. ૧૫૭૩ સુધી ગુજરાત પુર્ણ જાહોજલાલી ભોગવતું હતું. તે તવંગર અને દરેક પ્રકારે સમૃદ્ધિવાન હતું. રાજ્યકર્ત્તાઓ પણ ચતુર, ન્યાયી અને વીર હતા. આ સમયમાંજ પાટણ ઉપરાંત ગુજરાતના બીજા શહેરો વસ્તી અને વ્યાપારમાં આબાદ બન્યા. વળી ઇ. સ. ૧૯૦૪ થી ૧૧૪૩ માં સિદ્ધરાજ જયસિંહે પોતાના અમલ દરમ્યાન સોરઠનો કબજો લીધો અને કાઠિઆવાડના મ્હોટા શહેરો પ્રસિદ્ધિમાં આવ્યા તથા વ્યાપારમાં આમનસામન આબાદી થઇ. તેમજ ઇ. સ. ૧૧૭૫ થી ઇ. સ. ૧૧૮૭ ના બાર વર્ષોમાં મારવાડમાં ઉપરા સાપરી ભયંકર દુકાળો[1] પડયા. તેથી મારવાડની પ્રજા ચારે તરફ વેરાઇ ગઈ. સિદ્ધરાજના તેડાવ્યાથી ભિન્નમાળનો સમાજ આજ અરસામાં મોટે ભાગે પાટણ આવી વસ્યો. તેથી ભિન્નમાળ નિર્જન અને નિર્જીવ બની ગયું. સિદ્ધરાજના સમયમાં જગદેવ પરમાર નામના સરદારે સોલંકી રાજાની નોકરી છોડી કુંતિલના પરમર્દી રાજાની નોકરી સ્વિકારી. કુંતલેશ્વરે, જગદેવ પરમારને શ્રીમાળના રાજા ઉપર ચઢાઇ લઇ મોકલ્યો. જગદેવ એવો દેવપુજક હતો કે જયારે તે દેવપુજા કરવા બેઠો હોય ત્યારે ગમે તેવું સંકટ આવે તોપણ તે સેવા પુરી કર્યા વગર ઊઠતો નહીં. આ વાત શ્રીમાળના રાજાના જાણવામાં આવ્યાથી જયારે જગદેવ પુજામાં હતો

---

૧. કવિશ્વર દલપતરામ લખે છે કે—

> અગીઆરસે છોંતેરનો દુકાળ, ભાંગી પડયું તે પૂર ભિન્નમાળ;
> રાજા હતો પાટણ સિદ્ધરાજ, તેડાવી રાખ્યો સઘળો સમાજ.

લોકાગચ્છની પટાવળીમાં પણ જણાવ્યું છે કે ઈ. સ. ૧૧૭૫ થી ઇ. સ. ૧૧૮૭ સુધી મારવાડમાં કુશળ હતો.

ત્યારે એ તકનો લાભ લઇ શ્રીમાળના રાજાએ જગદેવની સેનાપર હુ
કર્યો અને તેનો નાશ કર્યો. પણ જ્યારે જગદેવ પુજામાંથી ઊઠ્યો ત્
માત્ર ૫૦૦ સુભટો લઇને શ્રીમાળના રાજાપર તુટી પડી પળવારમાં તે
નાશ કર્યો. આ પણ ભિન્નમાળના નાશનું એક કારણ છે. ઈ. સ. ૧૨
થી ઇ. સ. ૧૩૦૪ માં ગુજરાત ઉપર કરણવાઘેલાનું રાજ્ય હતું. તેણે
તાના નાગર પ્રધાન માધવની ગેરહાજરીમાં તેની રૂપવતી સ્ત્રી રૂપસુંદરી
ઇજ્જત લઇ તેના ભાઇ કેશવને માર્યો હતો. આથી માધવે ચીડાઇ
લેવા દિલ્હીના સુલતાન અલ્લાઉદ્દીનને ગુજરાતપર ચઢાઇ લઇ આણેલે
તે વખતે તેનો સરદાર અલફખાન દિલ્હીથી ઝાલોરને રસ્તે ગુજ
આવતો હતો તે તેખતે ઝાલોરના સોનગરા ચૌહાણ રાજા કાન્
દેવે પોતાની સરહદમાં થઇ જવા દેવાની તેની માગણીનો ઇન
કર્યો હતો. આનું વેર લેવા અલફખાને પ્રથમ તો મેવાડને માર્ગે ગુજ
જઇ કરણને જીતી પાછા આવતા ઝાલોરને ઘેરો ઘાલ્યો પણ તેમાં તે ફા
નહોતો. તેથી અલ્લાઉદ્દીને ફરીને ઝાલોર ઉપર લશ્કર મોકલ્યું પણ ઝા
પડયું નહિ. બીજી વખતની આ હારથી ખીજાઇ ત્રીજીવાર ગોરી અને મલે
બંનેની સરદારી નીચે મોટું લશ્કર મોકલેલું. આ વખતે ઝાલોર પડયું. ઝા
લીધા પછી એક દુભાસીઆ માર્ફત નજીકમાં ચૌહાણની બ્રહ્મપુરી–ભિન્નમ
નગરી છે એવી ખબર મલેકને પડવાથી તે ભિન્નમાળ ગયો. તે તેણે રા
છાપો મારી ગામ લુટયું અને બાળી મૂકયું. રાજા કાન્હડદેવને આ ખ
મળતાં મોટું લશ્કર લઇ તે મલેકની સામો ગયો અને છાપો મારી
મેળવી. પરંતુ બીજે દિવસે અમાવાસ્યા હોવાથી સ્નાનક્રિયાની ગફલત
રહેલા હિંદુઓ ઉપર મલેક લશ્કર લઇ તુટી પડયો અને ૪૦૦૦ હિંદુએ
કતલ કરી નાખી. આ વખતે દીકરીના મેણાથી મહીમ નામના સર
યાહોમ કરી સંખ્યાબંધ મુસલમાનોની કતલ કરી અને પોતે પણ મરા
આ ઉપરાંત કાન્હડદેના પુત્ર વીરમદેવની પુત્રી મીનાઇનું માગું અલ્લાઉ
કરેલું તે તેણે સ્વિકારેલું નહીં. હોવાથી અલ્લાઉદ્દીન ક્રોધે ભરાયો અને
ઝાલોર લશ્કર મોકલ્યું હતું પણ તે હાર્યુ હતું. તેથી ફરીને ઝાલોર પર

---

૧. સંવત ૧૫૧૨ માં પદ્મનાભ કવિએ લખેલા કાન્હડદે પ્રબંધમાં ભિ
માળના નાશ વિષે લખેલી હકીકત ગુજરાતના ઇતિહાસમાં પણ કરણવાઘેલા
વેરનો બદલો લેવા માધવે અલ્લાઉદ્દીનને ઉશ્કેર્યો. અને ગુજરાત ઉપર ચ
લાવી મુસલમાનોને હાથ જવાની તથા કરણવાઘેલો નાપી જઈ બાગલાણના
હદમાં રખડી રઝળી મરણ પામ્યાની હકીકત આપવામાં આવી છે.

લશ્કર મોકલ્યું. આ વખતે સંવત ૧૩૬૮ ના વૈશાખ સુદ ૬ ને ગુરૂવારે ઝાલોરગઢ મુસલમાનોના હાથમાં આવ્યો તથા ચૌહાણોના અન્ય પ્રદેશો પણ છિન્નભિન્ન થઇ ગયા. આની અસર ભિન્નમાળ ઉપર પણ થઇ અને તેની પડતીમાં વધારો થયો. સોળમા સૈકાની શરૂઆત પહેલાં તો ભિન્નમાળની અધમતા, નિર્ધનતા અને નિર્બળતા વ્યાપી રહી.

## પુરાણા ઇતિહાસ તરફ દૃષ્ટિ.

આ તો આપણે ભિન્નમાળના પ્રાચિન-અર્વાચિન ઇતિહાસની તપાસ લીધી. પરંતુ તેનો મૂળ ઇતિહાસ તો જુદો છે. આ ઇતિહાસ તપાસવાને આપણે જુદા જુદા પુસ્તકો તપાસવા પડશે. અને તે માટે આ લેખની શરૂઆતમાં જણાવ્યા મુજબ આ ભિન્નમાળના ચારે યુગમાં ચાર નામો બદલાયા છે તે કેવી રીતે અને શા કારણોથી તે જોવું પડશે. શ્રીમાળી બ્રાહ્મણોની અને શ્રીમાળી વાણીયા સોની વિગેરેની ઉત્પત્તી સ્થાન શ્રીમાળ નગર છે તે તો નિર્વિવાદ છે. તે શ્રીમાળ નગર એ ઉપર જણાવેલા ભીન્નમાલનું પુરાણું નામ છે શ્રીમાળી વાણીઆઓ પોરવાડ વિગેરેની ઉત્પત્તી અને જ્ઞાતિની પરિસ્થિતી વિષેની હકીકતો દર્શાવનાર પુસ્તકો બ્હાર પડયા છે પરંતુ શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિના સંબંધમાં જોઇતી માહીતી આપનાર હજી એકે પુસ્તક બહાર આવ્યું નથી એટલે એ હકીકત લખવાને માટે શ્રીમાળ નામના ઉત્પત્તી દર્શક શ્રીમાળ નગરના પુરાતન ઇતિહાસને જોવો જોઇશે એટલે શ્રીમાળ પુરાણ પ્રથમ તપાસવું જોઇએ.

## શ્રીમાળ પુરાણ.[1]

આ પ્રાચીન ગ્રંથ અવલોકતા જણાય છે કે આ નગરના ચાર યુગમાં

---

૧. શ્રીમાળપુરાણ એ ૧૮ પુરાણ પૈકીના સ્કંદપુરાણ માંહેનું એકાશી હજાર સાંખ્યનું શ્રીમાળ મહાત્મ્યનું અવતરણ છે. ઇ. સ. ૧૮૯૯ માં સ્વર્ગસ્થ વૈદરાજ જીટાશંકર લીલાધર ત્રિવેદી તથા જાણીતા લેખક શ્રીમાન્ કેશવજી વિશ્વનાથ ત્રિવેદીએ સ્કંદ પુરાણ ઉપરથી લખાએલી શ્રીમાળ પુરાણની હસ્તલીખીત પ્રત તથા શ્રીમાળ ખંડ નામે હસ્તલીખીત ગ્રંથ ઉપરથી અર્થ સાથે છપાવી બહાર પાડેલ છે. સ્કંદ પુરાણ એટલે સ્કંદ-કાર્તિક સ્વામી મહાદેવ અને કાર્તિકસ્વામીનાં સંવાદ તે સ્કંદપુરાણ આ પુરાણમાં કાર્તિક સ્વામીએ શંકરને પુછેલા ધાર્મિક પ્રશ્નોના જવાબરૂપ અનેક કથાઓ આપેલી છે. અઢારપુરાણો વ્યાસ પ્રણીત કહેવાય છે એટલે શ્રીમાળ મહાત્મ્યની કથા પણ કાર્તિકસ્વામીએ શંકરને પુછેલા પ્રશ્નનો જવાબ છે અને તે વ્યાસ પ્રણીત છે આ કથા અયોધ્યાના રાજા માંધાતા અને

ચાર નામો પડેલાં છે. સત્યયુગમાં શ્રીમાળનગર, ત્રેતામાં પુષ્પમાળ, દ્વાપરમાં રત્નમાળ અને કળીયુગમાં ભિન્નમાળ. આ નામો શા કારણથી પડયા અને એ નગર કોણે વસાવ્યું એ હકીકત તપાસીએ.

**શ્રીમાળ ક્ષેત્ર**—આ સ્થાન ત્રંબક સરોવરને નામે ઓળખાતું હતું તે અર્બુદારણ્યની[1] વાયવ્યમાં અને સૌગંધિક[2] પર્વતની ઉત્તરમાં આવેલું હતું જ્યાં ત્રિપુરાસુરને મારવા માટે શંકરે તપ કરેલું હતું ત્યાં એ સ્થાનની પવિત્રતા અને ઉત્તમતા ગણી ગૌતમ ઋષિએ શિષ્યો સાથે આશ્રમ[3] બાંધી નિવાસ કર્યો હતો. આ ત્રંબક[4] સરોવરની ચારે તરફ સંખ્યાબંધ મહર્ષિઓ તપ કરતા હતા. ગૌતમે પોતાના આશ્રમમાં રહી એવું તો ઉગ્ર તપ કર્યુ હતું કે તેનાથી બ્રહ્મા, વિષ્ણુ. શંકર, ઇંદ્ર, ગંધર્વો, સપ્તર્ષીઓ પિતૃઓ વિગેરે પ્રસન્ન થયા હતા અને ગૌતમની ઇચ્છા પ્રમાણે આ આશ્રમને ગૌતમાશ્રમને નામે મહાન પુણ્યતીર્થ તરીકે પ્રસિદ્ધ થવાનું વરદાન આપ્યું હતું તથા સર્વ દેવતાઓ અને સર્વ તીર્થોનો ત્યાં વાસ થયો હતો. આ ત્રંબક

---

વશિષ્ટઋષિના મૂળ સંવાદ રૂપે છે, પુરાણ અઢાર છે તેના નામો.

વિષ્ણુ, ગરૂડ, પદ્મ, વરાહ, મત્સ્ય, કૂર્મ, લીંગ, શીવ, સ્કંદ, અગ્નિ, બ્રહ્માંડ, બ્રહ્મવૈવર્ત, માર્કંડેય, ભવિષ્ય, વામન, બ્રહ્મ, નારદીય, અને ભાગવત.

ઉપપુરાણ—બ્રહન્નનારદીય, આદિત્ય, વાયુ, આદિ, કાળિકા, વિગેરે પુરાણોમાં જે જે હકીકત આપવામા આવે છે તેમાં નીચેની હકીકતો મૂખ્ય હોય છે. એક ઠેકાણે કહેલું છે કે—

सर्गश्च प्रति सर्गश्च वंशमन्वन्तरानि च ।
वंशानुचरित चैव पुराणं पंच लक्षणम् ॥

(૧) સર્ગ આદિ સૃષ્ટિની ઉત્પત્તિક્રમ (૨) પ્રતિસર્ગ પ્રલય કે અનન્તર સૃષ્ટિનો ક્રમ (૩) વંશ-દેવતા, દાનવ અને રાજાઓની વંશાવળી. (૪) મન્વન્તર મનુષ્યોનો રાજ્યકાલને રાજ્યવ્યવસ્થા (૬) વંશાનુચરિત-મુનીઓની વંશાવલી.

૧. આબુ પર્વતને અને તેની આસપાસની પવિત્ર ભુમીને અર્બુદારણ્ય કહેવામાં આવે છે. હાલનું ભિન્નમાળ તેની વાયવ્યમાં આવેલું છે.

૨. આ પર્વત ભિન્નમાળના નજીક ઉત્તરમાં હાલ પણ આવેલ છે અને તે સિદ્ધ પર્વતને નામે ઓળખાય છે.

૩. આજે પણ ભિન્નમાળની નજીક ગૌતમ સરોવર અને તેની વચ્ચે આવેલો ગૌતમ આશ્રમ પુરાણા નામ ચિન્હરૂપે બતાવવામાં આવે છે.

૪. આ ત્રંબક સરોવરને ત્રંબકેશ્વર મહાદેવ આજે એ ભિન્નમાળમાં નામશેષરૂપે પોતાનું મહાત્મ્ય જાળવી રહેલ છે.

સરોવરની પાસે ત્ર્યંબક સરોવર હતું ત્યાં સાક્ષાત્ લક્ષ્મીજી દુર્વાસાના શ્રાપથી દેવપણામાંથી મનુષ્યપણાને પામી ભૃગુઋષિને ત્યાં કન્યારૂપે અવતર્યા હતા તેની યોગ્ય ઉંમર થતા સાક્ષાત વિષ્ણુ સર્વ દેવતાઓના સમુહ સાથે ભૃગુ[1] આશ્રમમાં આવી લક્ષ્મી રૂપે રહેલી તેની કન્યાનું પાણી ગ્રહણ કરી લક્ષ્મી સાથે ગરૂડ ઉપર બેસી દેવતાઓના વિમાનોથી વિંટાયેલા ક્ષીર સમુદ્ર તરફ જતાં નારદ ઋષિની વિનંતિથી સ્નાનાર્થે ઉતર્યા હતા. સર્વ દેવતાઓએ અને વિષ્ણુએ આ ત્ર્યંબક સરોવરમાં સ્નાન કર્યું. લક્ષ્મીજીએ પણ પ્રેમપુર્વક સ્નાન કર્યું. સ્નાન કરતાની સાથેજ લક્ષ્મીજી મનુષ્ય ભાવને ભુલી દેવપણાને પામી શોભવા લાગ્યા. આથી દેવતાઓએ તેમની સ્તુતિ કરી અને તેમની ઇચ્છાનુસાર વરદાન માગવા જણાવ્યું. પ્રસન્નમુખવાળા લક્ષ્મીએ એ પવિત્ર ભૂમી ઉપર સુંદર ભવ્ય એક નગર વસાવવાની ઇચ્છા જણાવી વિષ્ણુએ વિશ્વકર્માને આજ્ઞા કરી અને તેમણે લક્ષ્મીની ઇચ્છા પ્રમાણે તે સ્થાને દિવ્ય અને શોભિતુ શહેર બનાવ્યું. આ શહેર જોઇને લક્ષ્મીજી પ્રસન્ન થયા. તેણે વિશ્વકર્માને વર આપ્યું. ત્યારબાદ બ્રહ્મદેવ આદિ દેવતાઓએ લક્ષ્મીને જણાવ્યું કે તમારી ઇચ્છાથી અને તમારી કૃપા પ્રસાદી વડે લક્ષ્મીમયી શોભતું આ નગર આજથી શ્રીમાળ નગર નામે જગતમાં પ્રસિદ્ધિને પામશે વળી આ શહેરમાં વસાવવા માટે ભિન્ન ભિન્ન સ્થાનોથી બ્રહ્મકુળ દીપક બ્રાહ્મણોને બોલાવવામાં આવ્યા હતા તે આવ્યા:-જય, જયન્, વિજય, જયધ્વજ, ચક્રપાણી, મહાનન્દ હર્યક્ષ, હલકેતન, વક્રનેમ, સુરાનન્દી, નંદીવર્ધન એ ઉપરાંત કેટલાક મુનિપુત્રો આવ્યા હતા. કૌશીક આશ્રમથી ૫૦૦ બ્રાહ્મણો આવ્યા. ગંગાકીનારાના ભગીરથ આશ્રમથી ૧૦૦૦૦, ગયાથી ૫૦૦, કલીંગર પાસેના અગત્સ્યના આશ્રમથી ૭૦૦, મહેન્દ્ર પર્વતના પરશુરામ આશ્રમથી ૩૦૦, કુંડોદ પર્વતના નદીના કાંઠેથી ૧૦૦૦, ત્રિવેણીના પુર્વકાંઠેથી ૫૦૦, દેવી સુર્યાર્કસ્થાનેથી ૮૦૦, ગોકર્ણ આશ્રમથી ૧૦૦૦, ગોદાવરીને કાંઠેથી ૧૦૮ પ્રભાસથી ૧૩૨ અને ઉજ્જયં પર્વતથી ૧૦૫, મેખલ કન્યાના વિશાખા આશ્રમથી ૧૧૦, ગોમતી નદીને કાંઠેથી ૭૯, નન્દીવર્ધન આશ્રમથી ૧૦૦૦, સૌગંધિક પર્વતથી ૧૦૦, પુષ્કરથી ૪૫૫, વૈદર્યશીળાથી ૮૧૦, ચ્યવન આશ્રમથી ૧૫૦, હરદ્વારથી ૧૦૦૦, પુરાષ્ટ પર્વતથી ૨૦૦૦, પ્રયાગથી ૨૦૦, શ્વેતકેતુથી ૮૦૦, કુરૂક્ષેત્રથી ૧૦૦૦, પાંચહૃદથી (ધુના) ૧૦૮,

---

૧. આ ભૃગુ આશ્રમ ભૃગુતુંગને નામે ઓળખાય છે અને તે હીમાલયની તળેટીમાં ગંગાકીનારે આવેલ છે.

હેમકુટથી ૩૦૦, શ્રીપર્વતથી ૩૦૦૦, તુંગકારણ્યથી ૧૦૦૦, કાશિકી નદીને કાંઠેથી ૩૦૦૦, મેધાવિક સ્થાનેથી ૯૦૦, સયુથી ૧૧૦૦, સોમાશ્રમથી ૧૦૦૦, ગંગા સમુદ્રના સંગમ ઉપરથી ૨૫૦૦, ઋચી આશ્રમથી ૧૨૦૦, નરી તીર્થથી ૧૫૦૦, ચૈત્ર રથથી ૫૦૦૦, નર તીર્થથી ૮૦૦, વાનશનથી ૧૬૦૦, વિશલ્યા અને ગંડકીના સંગમ ઉપરથી ૧૦૦૦, કીંપુનાખ્યામદીથી ૪૫૦, બ્રહ્મતીર્થથી ૬૦૦, ધર્મારણ્યથી ૭૮૦, શતસહસ્રક તીર્થથી ૩૦૦, અવંતિથી ૫૦૦, કાશીથી ૧૦૦, આવ્યા.. આ પ્રમાણે ૫૦૦૦૦ બ્રાહ્મણોના આગમન પછી મહાન ઋષિ ગૌતમ પણ ત્યાં આવ્યા. આ જુદા જુદા ગોત્રના અને શાખાના વિદ્વાન બ્રાહ્મણોને આવેલા જોઇ લક્ષ્મીજી બહુ પ્રસન્ન થયા અને ગૌતમને અગ્રસ્થાન આપી બેઠેલા એ બ્રહ્મ સમુદાયનો લક્ષ્મીજીએ અંતઃકરણપુર્વક સત્કાર કર્યો. ત્યારબાદ આંગિરસ[1] કુળના બ્રહ્મ પુત્રોની અનુમતિથી લક્ષ્મીજીએ ગૌતમને શ્રેષ્ટ માની વિષ્ણુની સંમતિથી અર્ધ્યપ્રદાન કર્યું અને અષ્ટમા સિદ્ધી અને નવનિધીથી ભરપુર આ નગર બ્રાહ્મણોને દાનમાં આપ્યું. આ વખતે સિંધવારણ્યથી આવેલા ૫૦૦૦ બ્રાહ્મણો ગૌતમને અર્ધ્યપ્રદાન કરતાં રીસાઇ સિંધ તરફ ચાલ્યા ગયા.[2] લક્ષ્મીએ બ્રાહ્મણોને વરદાન માગવાનું કહેતાં બ્રાહ્મણો એ બ્રહ્મપુરીમાં લક્ષ્મીએ વસવાનું વરદાન માંગ્યું તેથી લક્ષ્મીજી બ્રાહ્મણોને પ્રસન્ન કરવા અંશરૂપે શ્રીમાળમાં રહ્યા. સર્વ દેવતાઓ તથા વિષ્ણુ લક્ષ્મી સહીત પોત પોતાને સ્થાનકે ગયા અને શ્રીમાળ નગરની લક્ષ્મી તથા શ્રીમાળી [3]બ્રાહ્મણોની મહત્તા[4] વધારવા દેવતાઓએ લક્ષ્મીજીને પુષ્પ વૃષ્ટિ કરી આરોપેલી પુષ્પમાળાઓ ઉપરથી દેવોની ઇચ્છા પ્રમાણે લક્ષ્મીજીએ આ નગરનુ નામ શ્રીમાળનગર પાડયું. આ સત્યયુગની કથા છે.

રત્નમાળ—

આ નામ ત્રેતાયુગમાં પડયું છે કારણ કે ઇંદ્રરાજે અભીમાનથી

---

૧. અંગીરાઋષિના વંશજ આંગીરસ નામથી ઓળખાય છે. અંગીરા ઋષિ અગ્નિમાંથી ઉત્પન્ન થયેલા છે.

૨. આ ૫૦૦૦, બ્રાહ્મણો પુષ્કરણાના નામથી ઓળખાય છે.

૩. શ્રીમાળ નગરમાં આવી વસ્યા એટલે શ્રીમાળી બ્રાહ્મણો કહેવાયા.

૪. यत्र श्रीमालीनोतिप्रान्पूजयिष्यंति मानवाः ।
तेषा मर्यिप्सि तान्काभान्साधयिष्या महेवयम् ।

જ્યાં મનુષ્યો શ્રીમાળી બ્રાહ્મણોની પુજા કરશે તેઓની ઇચ્છીત કામનાઓ અમે પુરી પાડશું. શ્રી. પુ. અ. ૧૧ શ્લો-૫૩.

લક્ષ્મીજીનો દ્વેપ કર્યો હતો તેથી લક્ષ્મીજીએ ઈંદ્ર પર ક્રોધ કરી ત્રણ લોકનો ત્યાગ કર્યો હતો અને પુષ્કર તીર્થમાં આવેલા કમળની અંદર ગુપ્ત રહ્યા હતા. આથી કરીને ત્રણે લોકમાં દેવતાઓ અને મનુષ્યો લક્ષ્મીહીન થયા હતા અને કર્મથી રહીત થઇ આકુળ વ્યાકુળપણે દુઃખી જીવન વીતાવતા હતા. શ્રીમાળનગર પણ ગૌરવ રહીત નીસ્તેજ અને નિર્ધન બન્યું હતું. ત્યારબાદ બૃહસ્પતીના કહેવાથી સર્વ દેવતાઓનો સમુહ પુષ્કર ક્ષેત્રમાં કે જ્યાં લક્ષ્મીજી ગુપ્તવાસ કરી રહ્યા હતા ત્યાં ગયા. અને ગદ્‌ગદ્ કંઠે લક્ષ્મીજીની પ્રાર્થના કરી. આથી પ્રસન્ન થઇ પ્રત્યક્ષ થયા અને દેવતાઓની ઇચ્છા પ્રમાણે પોતે ત્રણ લોકથી વીમુખ નહી થવાનું વરદાન આપ્યું. ત્યારપછી લક્ષ્મીજી સ્વસ્થાન કે શ્રીમાળમાં આવ્યા આથી શ્રીમાળના લોકોએ લક્ષ્મીજીની સ્તુતિ કરી અને શ્રીમાળમાંથી નહી ચાલી જતા પોતાનું રક્ષણ કરવાની પ્રાર્થના કરી. દેવી આવી પ્રાર્થનાથી પ્રસન્ન થયા અને તેમને શ્રીમાળમાં રહેવાનું વચન આપ્યું. લક્ષ્મીજીએ આકાશ તરફ દ્રષ્ટી કરી એટલે મોટા ફોરાંનો વરસાદ પડયો તે ચારે તરફ રત્નોની વૃદ્ધીરૂપે જણાયો. આ પ્રમાણે રત્નોની વૃષ્ટિ થઇ તેથી આ નગરનું નામ રત્નમાળ પડયું અને લક્ષ્મીદેવી શ્રીમાળનગરમાં રત્નમાળાના નામે વીખ્યાતી પામ્યા.

**પુષ્પમાળ—**

દ્વાપરયુગના સમયમાં દુર્વાસા મુનીએ શાપ આપવાથી લક્ષ્મીજી ત્રૈલોકને તજી ક્ષીરસમુદ્રમાં સંતાઇ ગયા આથી કરીને ત્રણે ભુવનના દેવતાઓ વીસ્મય થઇ ખેદ પામ્યા. ચારે તરફ લક્ષ્મીના અભાવે ત્રાહ્ય ત્રાહ્ય વ્યાપી રહ્યો અંતે દેવતાઓની પ્રાર્થનાથી શ્રી વિષ્ણુભગવાનની અનુમતીથી દેવતાઓએ સમુદ્રમંથન[1] કર્યું આથી એક પછી એક એવા ચૌદ અમુલ્ય રત્નો સમુદ્રમાંથી નીકળ્યા. એ ચૌદે રત્નોમાં એક લક્ષ્મીજી પણ હતા. આ વખતે લક્ષ્મીજીના હાથમાં સમુદ્રે આપેલી દેવવૃક્ષના પુષ્પોની માળા હતી. સમુદ્રે લક્ષ્મીને ઉદ્દેશી કહ્યું કે જે તને પ્રીય હોય તેને આ માળાનું આરોપણ કરી વર. તુર્તજ લક્ષ્મીજીએ વિષ્ણુના કંઠમાં તે માળા આરોપી અને વિષ્ણુએ પણ તે સત્કારી લક્ષ્મીનો સ્વીકાર કર્યો. ત્યારબાદ વિષ્ણું સહીત લક્ષ્મીજી શ્રીમાળ ક્ષેત્રમાં આવ્યા. શ્રીમાળવાસીઓએ દેવદેવીને પધારેલા

---

૧. ભાગવતની અંદર પણ કથા છે કે દેવતાઓએ અને દૈત્યોએ મળી સમુદ્ર મંથન કર્યું હતું અને તેમાંથી ઐરાવત, કૌસ્તુભમણી, લક્ષ્મીજી, અમીકૂપ, પારિજાત, ઈન્દુ, સૂર્ય. ઉચૈશ્રવ, હળાહળ, મદિરા, ધન્વન્તરી, રંભા, કલ્પવૃક્ષ, અને કામધેનુ ચૌદ રત્નો નીકળ્યા હતા તેમાં કૌસ્તુભમણી અને લક્ષ્મીજી વીષ્ણુને મળ્યા હતા.

જોઇ કશ્યપમુનીને અગ્રસ્થાન આપી અર્ઘ્યપ્રદાનથી વિશ્ણુભગવાનનું પુજન કર્યું. લક્ષ્મીની પ્રાર્થના કરી નમ્ર વાણીથી જણાવ્યું કે આ ક્ષેત્ર તમોએ તથા વિશ્ણુભગવાને બ્રાહ્મણોને દાનમાં આપેલું છે પરંતુ તમો દુર્વાસાના શાપે ક્ષાર સમુદ્રમાં પેદા ત્યારથી અમો શ્રીમાળવાસીઓ ઘણું કષ્ટ ભોગવીએ છીએ માટે હવે તમો અમોને ત્યાગી જશો નહી. લક્ષ્મીજીએ પ્રસન્ન મુખે ત્યાં નીવાસ કરવાની હા કહી અને તેમની પ્રેરણાથી વિશ્ણુએ આજ સ્થળે લક્ષ્મીનું પાણીગ્રહણ કર્યું અને પત્નીસહીત અગ્નિદેવતાની આસપાસ ચાર પ્રદક્ષિણાઓ કરી. ત્યારબાદ વિશ્ણુભગવાને પોતાના ગળાની પુષ્પમાળા કાઢી અને કહ્યું કે તમારી ઇચ્છામાં આવે તે મુનીને આ માળા આપો. લક્ષ્મીજીએ એ માળા કશ્યપમુનીને આપી. આ પ્રમાણે કશ્યપને પુષ્પમાળા પહેરાવવાથી આ નગર પુષ્પમાળના નામે વીખ્યાતી પામ્યું.

**ભિન્નમાળ[1]—**

અંદર અંદરના ક્લેશથી ગૌતમમુનીના અપમાનથી ગૌતમે મહાવીર સ્વામી પાસે જૈન ધર્મ સ્વીકાર્યો અને દીક્ષા લઇ શ્રીમાળમાં જૈનધર્મનો પ્રચાર કરવાની શરૂઆત કરી ત્યારબાદ કળીયુગના સમયમાં અણહીલપુર પાટણમાં વસતા નંદકુળમાં ઉત્પન્ન થયેલ ધનાઢય સુનંદ નામનો વણીક શ્રીમાળનગરમાં આવ્યો અને લક્ષ્મીજીની પ્રાર્થના કરી કહ્યું કે હે દેવી તમે પાટણ ચાલો. દેવીએ તે વણીકની વીનંતીનો સ્વીકાર કર્યો પરંતુ દેવા બ્રાહ્મણો સાથે વરદાનથી બંધાયેલ હોઇ તે બંધનમાંથી છુટવા ઇચ્છા જણાવ્યાથી સુનંદે બ્રાહ્મણોને નવ લાખ મહોર આપી રાજી કર્યા અને દેવીને વીક્રમ સંવત ૧૨૦૩ ના વૈશાખ સુદ આઠમને દીવસે શ્રીમાળનગરથી પાટણમાં લાવ્યો. આ પ્રમાણે લક્ષ્મીજીના જવાથી શ્રીમાળનગરની દુર્દશા શરૂ થઇ. ક્રમે ક્રમે એ એવી ભગ્ન સ્થીતિમાં આવ્યું કે અંતે તે ભીન્નમાળના નામે જાણીતું થયું. ભીન્નમાળ એટલે જે સ્થળેથી લક્ષ્મીજીની માળા લક્ષ્મીથી ભીન્ન–દૂર થઇ છે તે.

**સાર—**

શ્રીમાળપુરાણની કથા એ કાંઇ કપોલકલ્પીત કથા કહી શકાશે નહી કારણ કે શ્રીમાળપુરાણ આ યુગનું નવીન લખાયેલ પુસ્તક નથી તે સ્કંદ

---

૧. આ નગરને કેટલેક સ્થળે ભિલ્મમાળ, ભિલ્લમાળ, ભિંડમાળ વીગેરે નામોથી ઓળખાવવામાં આવેલ છે પણ આ બધા નામો ભિન્નમાળના અપભ્રંશો છે એમ જણાય છે.

પુરાણાંતરગત છે.[1] વશીષ્ટ ઋષીએ માંધાતાને શ્રીમાળ મહાત્મ્ય વીષેની હકીકત કહેલી છે વળી શ્રીમાળક્ષેત્રના શ્રીમાળપુરાણમાં જે જે તીર્થોનું વર્ણન કરવામાં આવ્યું છે. તે તે તીર્થો પૈકીના ઘણાક તીર્થો નામશેષ રૂપે આજે પણ ભિન્નમાળની અંદર જોવામાં આવે છે. જો કે લખાણ પરત્વે કેટલીક અતિશયોક્તિ થવાનો સંભવ છે ખરો પણ એથી કરીને મૂળ વાતને ખોટી ઠરાવી શકાતી નથી. વળી શ્રીમદ્‌ભાગવતની અંદર સમુદ્રમંથન વિષેની કથા છે એ આ વાતને પુષ્ટી આપે છે. એ સમુદ્રમંથનમાં પણ વિષ્ણુ લક્ષ્મીજીને વર્યા છે. લક્ષ્મી અને વિષ્ણુ એ સાક્ષાત સ્વયંભુ બ્રહ્મની વીભુતિ રૂપ છે એટલે જે સમયે તેઓ જે ધારે તે કરી શકે છે. અન્ય પુરાણોની કથાઓને પણ વીશેષપણે સ્વીકારીએ છીએ અને તીર્થના મહાત્મ્યને સ્વીકારીએ છીએ ત્યારે શ્રીમાળક્ષેત્રનું તીર્થ પવિત્ર તીર્થરૂપે ગણાવું જોઇએ. કશ્યપ ગૌતમ આદિ ઋષિઓના આશ્રમો અને વિષ્ણુએ લક્ષ્મીનું પાણીગ્રહણ કરી અગ્નિ પ્રદક્ષિણા કરી એ સ્થાનો ભલે જીર્ણસ્વરૂપે પણ આજે ભિન્નમાળમાં જોવામાં આવે છે ત્યારે પણ તેમના પુરાણા અસ્તિત્વની અને મહીમાની હકીકતમાં શંકાને સ્થાન હોયજ નહી. જેમ યુગપલટો થયો છે તેમ શ્રીમાળનગરના નામોનો પણ પલટો થયો છે એ પણ વીચારણીય દૃષ્ટિએ જોતાં સ્વાભાવિકજ લાગે છે. કુદરતના નીયમ પ્રમાણે જળ ત્યાં સ્થળ અને સ્થળ ત્યાં જળ થાય છે તેમ નામમાં પણ ફેરફારી થાય છે. આપણા દેશના પુરાતન નામો આજે ફક્ત સ્મર્ણરૂપે રહ્યા છે તો પછી આ નામો ફરે તેમાં કાંઇ નવાઇ નથી.

---

૧. પુરાણોની રચનાના કાળ સબંધે ભિન્ન ભિન્ન વિદ્વાનોનાં ભિન્ન ભિન્ન મત છે, કોઈ તેને ચોથી શતાબ્ધીમાં લખાએલા ગણે છે ત્યારે કોઇ તેને પુરાણા કાળના કહે છે. સ્કંદ પુરાણની રચના સાતમી શતાબ્ધીમાં થએલી હોય એમ કહેવાય છે.

વિદેશીય વિદ્વાનો સ્કંદ પુરાણને ભૌગોળિક પુરાણ તરીકે ગણે છે અને પુરાણો બૌદ્ધ સમયમાં રચાયા હોય એમ માને છે. પુરાણોના લેખકો પણ જુદા જુદા વિદ્વાનો હોય અને જુની પુરાણિક ગાથાઓનો સંગ્રહ તેમા કરેલો હોય એમ કહેવાય છે. સ્કદ પુરાણમાં તીર્થક્ષેત્રોના મહાત્મ્યો વિશેષ રૂપે છે એટલે જુદા જુદા દેશવાસી વિદ્વાનોએ પોત પોતાના દેશના તીર્થોના મહાત્મ્યો લખી દાખલ કરેલા હોય એમ પણ કહેવાય છે. ગમે તેમ હો પણ સ્કદ પુરાણમાં આવેલું શ્રીમાળ મહાત્મ્ય જુદા જુદા પુસ્તકોમાં પણ વર્ણવાએલું છે. અને તે શ્રીમાળ પુરાણ તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. ખરી રીતે તે પુરાણ નથી. તેની રચના ૮૦૦ થી ૧૨ મા સૈકાની વચ્ચે અને ઘણું કરીને ૧૧ મા સૈકામાં થએલી હોય એમ શ્રીયુત એમ. એલ. શર્મા શ્રીમાળી અભ્યુદયમાં શ્રીમાળી બ્રાહ્મણોની ઉત્પત્તિના પોતાના લેખમાં જણાવે છે.

## વિમળ પ્રબંધ[1]

જૈનમુનિ લાવણ્ય સમય ગણિકૃત વિમળ પ્રબંધમાં શ્રીમાળક્ષેત્ર અને શ્રીમાળી બ્રાહ્મણ-વાણિયાઓ વિષે વિસ્તારથી જણાવવામાં આવ્યું છે. આનો સાર તપાસીએ તો જણાય છે કે-ભરતખંડની બહાર જંબુદ્વિપ કે જે દેવના લાખ [2]યોજનના વિસ્તારવાળો છે જ્યાં હેમવંત હેમમય પર્વત છે, જે એક હજાર બાવન યોજન લાંબો અને બાર કલા જેટલો પહોળો ગણાય છે. તેની ઉંચાઇ સો યોજનની છે. તેની ઉપર ક્ષીરસાગરના જેવું દુધરૂપ નિર્મળ જળથી ભરપુર પદ્મસરોવર છે. આમાં લક્ષ્મીના નિવાસસ્થાનરૂપે કનકકમળ છે. તે દશયોજન પાણીમાં અને બે યોજન જળ ઉપર વિસ્તાર પામેલું છે. ત્રણ યોજન તેનો પરિઘ છે. સુંદર રત્નો અને ઉત્તમ પ્રકારના મણિથી તે રંગબેરંગી શોભાયમાન છે. વચમાંની મનોહર કમળકર્ણિકાની અંદર લક્ષ્મીજીનું નિવાસસ્થાન છે. આ કમળને એકસો આઠ પાંખડી છે. મહાન પ્રભાવશાળી લક્ષ્મીજીનું સૂર્યમય તેજ ત્રિભુવનમાં પ્રકાશી રહેલું છે. આજુ બાજુ બીજા ઘણાં કમળો છે અને તેમાં દેવો કિન્નરો, ગાંધર્વો વિગેરે વસે છે. લક્ષ્મીજીના વૈભવને માટે જે જે સાહિત્યો જોઇએ તે સર્વ ત્યાંજ છે. આવા મહાન પ્રતાપી લક્ષ્મીદેવી કૃતયુગમાં એક વખત ઈંદ્ર પાસે

---

૧. આ ગ્રંથ સંવત ૧૫૬૮ માં પાટણમાં લખાએલો છે અને સંવત ૧૫૮૪ માં તેની લખાએલી પ્રતિ પ્રમાણે તે પ્રસિદ્ધ થએલો છે. તે મૂળ પ્રાકૃતમાં લખાએલો છે; જેમાં માગધી ભાષાનો પ્રભાવ જોવામાં આવે છે. સોળમા સૈકામા આ ભાષા લોક ભાષા હતી. વિમળ પ્રબંધ એટલે જૈનકોમમાં થએલા જાણીતા વિમળ મંત્રીને નામે ઓળખાતા વિમળનો ચારિત્ર ગ્રંથ. વિમળમંત્રીના વડીલ-પૂર્વજો શ્રીમાળ નગરમાં વસતા હતા. લગભગ આઠમા સૈકાની આખરે નીનમંત્રી શ્રીમાળનગર છોડીને ગાંભુમાં આવી વસેલા હતા. આ અરસામાં—૮૦૨ માં અણહિલપુર પાટણ વસાવવાને ચાવડાવંશનો સ્થાપક પ્રતાપી મહારાજ વનરાજ પ્રયત્ન કરી રહેલ હતો આ ખબર નીનમંત્રીને પડતાં તેઓ ગાંભુ છોડી પાટણ રહેવા ગએલા નીનમંત્રીનો પ્રતાપી પુત્ર લહિર ત્યાંનો દંડનાયક બનેલો. લહિરનો પુત્ર વીર અને તેનો પુત્ર વિમળ. આ હિસાબે વિમળ, ભીમદેવ પહેલાના સમયમાં થએલો છે. અગીઆરમા સૈકામાં વિમળ અને સોળમા સૈકામા વિમળ પ્રબંધ લખાયો, એટલે વિમળના અવસાન બાદ આશરે પાચસો વર્ષ પછી આ ગ્રંથ લખાએલો છે. આ ઉપરથી સંવત ૧૫૭૮ માં સૌભાગ્યનંદસૂરિએ સંસ્કૃતમાં વિમળપ્રબંધ લખ્યો છે તે પાછળથી વિમળચરિત્રને નામે પ્રસિદ્ધિ પામેલ છે.

૨. આપણા ચારસેં યોજનનો દેવનો એક યોજન થાય છે.

ઈંદ્રલોકમાં પધારેલા આ વખતે ઈંદ્ર તથા ઈંદ્રાણીએ ઉત્તમ પ્રકારે તેમનું સ્વાગત કરી કલ્પવૃક્ષના પુષ્પની માળા તેમના કંઠમાં પ્રેમપૂર્વક આરોપી નમન કર્યું. પ્રસન્ન થએલા લક્ષ્મીજીએ તેઓને આશિર્વાદ આપી સ્વસ્થાન પ્રતિ પ્રયાણ કર્યું. રસ્તામાં એક વૃક્ષ તળે આરામ કરતાં લક્ષ્મીજીને પોતાના કંઠની ફુલમાળ તૂટી પડતાં જણાઇ. જેના બહેકતા સૌરભથી ભમરાઓ ગુંજારવ કરતા હતા તેથી આ સ્થાનને મહિમાવંતુ જાણી પોતે ત્યાંજ પરિવાર સહ નિવાસ કરવા નિશ્ચય કર્યો. હુકમ થતાની સાથેજ સુંદર નગર રચવામાં આવ્યું અને વસ્તી પણ ખૂબ ભરાઇ. આ નગર નવ યોજન પહોળું અને બાર યોજન લાંબુ હતું. ઈંદ્રાદિક દેવ તાળીઓના ધન્યવાદ અને પુષ્પવૃષ્ટિ વચ્ચે આ નગરનું વાસ્તુ થયું અને તેનું નામ પુષ્પમાળ પાડયું. થોડો સમય ત્યાં રહી આનંદ પામેલા લક્ષ્મી પુનઃ પદ્મસરોવરે પધાર્યા. આ સમયે કૃતયુગના પ્રભાવે અને શ્રીલક્ષ્મીજીની પ્રસન્નતાએ આ પુષ્પમાળવાસીઓ સર્વ સુખસંપન્ન હતા. નિર્લોભી અને સદાચારી હતા. દાન આપવા ઇચ્છનારાઓ પવિત્ર પુરૂષોને ઘેર જઇ તેમને પ્રેમપૂર્વક ઘેર નિમંત્રી દાન આપતા. આ નગરને વસ્યા પછી ૧૭૨૮૦૦૦ વર્ષે કૃતયુગની મુદત પૂર્ણ થતાં ત્રેતાયુગનો પ્રારંભ થયો.

ઇચ્છા પ્રમાણે વૈભવ કરનારી અને સર્વસ્થળે વિચરનારી લક્ષ્મી ત્રેતાયુગમાં પુર્વસ્થાપિત પોતાના નગરની પરિસ્થિતિ નિહાળવા ત્યાં આવી. આ વખતે પોતાની કંઠનો રત્નજડિત હાર તૂટી ગયો અને રત્નો નીચે ગડબડતા ચાલ્યા. નગર નિવાસીઓ એ એકત્ર થઇ રત્નો લેવા શરૂ કર્યા. પ્રસન્નતાપૂર્વક આપવા ધારેલા રત્નો અગણિત લોકોએ લેવા છતાં પણ ખૂટયા નહિ. ત્યારે એ નગરનું નામ રત્નોની ખાણરૂપ રત્નપુર પાડયું. લક્ષ્મીજી પુનઃ સ્વસ્થાનકે પધાર્યા. ત્રેતાયુગના ૧૨૯૬૦૦૦ વર્ષો વીતી ગયા. આ સમયમાં દાન લેનારાઓ ઘેર આવતા પરંતુ તેમનો સારી રીતે માનપૂર્વક સત્કાર કરવામાં આવતો.

જ્યારે દ્વાપરયુગનો વિષમકાળ આવ્યો ત્યારે લક્ષ્મીજીએ પુનઃ પોતાના નગરની અને પ્રજાની પરિસ્થિતિ નિહાળવા ત્યાં પ્રવેશ કર્યો. લક્ષ્મીજી આવ્યા જાણી પ્રજાજનો ચારે તરફથી ઉભરાઇ આવ્યા અને પ્રણામ કરવા લાગ્યા. ભાવિક ભક્તજનોએ મેવા મીઠાઇ, ફળફળાદિ, પુષ્પમાળાઓ, અબિલગુલાલ અને હીરા, માણેક, મોતીથી માજીનું આતિથ્ય કર્યું અને માજીના દર્શનથી હર્ષિત થયાનું જાહેર કર્યું. આ પ્રકારની ભક્તિભાવનાથી માજી

પણ અત્યંત પ્રસન્ન થયા અને સર્વને આશિર્વાદ દઇ પોતાના કંઠની મુલ્યવાન માળા સેવકગણને ભેટ પ્રસાદીરૂપે આપી; પ્રસન્નતાથી પદ્માસરોવરે પ્રયાણ કર્યું. આ પ્રમાણે લક્ષ્મીજી તરફથી મળેલી માળાના પ્રભાવથી આ નગરનું નામ શ્રીમાળનગર પાડયું. પાછળથી માળા માટે અન્યોન્ય તકરાર પડતાં એકત્રિત થએલા દ્રવ્યવડે શ્રીમાળનગરમાં શ્રી લક્ષ્મીજીનું સુંદર મંદિર બંધાવી તેમાં લક્ષ્મીજીની મુર્તિ પધરાવી તે માળા તે મુર્તિને અર્પણ કરવામાં આવી.

દ્વાપરયુગના [1]આઠ લાખ ચોસઠ હજાર વર્ષ પુરા થયા બાદ કળિયુગ શરૂ થયો. આ યુગના પ્રારંભમાં લક્ષ્મીજીએ પોતાની માળા પાછી લીધી અને શ્રીમાળનગરનું નામ ભિલ્લમાળ કહેવાયું–ભિન્નમાળ પણ કહેવાય છે. દ્વાપરયુગમાં શ્રીમાળનગર નામ પડયું ત્યારથી તેમાં વસનારાઓ શ્રીમાળીના નામથી ઓળખાતા આવ્યા. ભિન્નમાળની જાહોજલાલીમાં ત્યાં મહાન પ્રતાપી અને શ્રીમંત ગણાતા નેવું હજાર વાણિયા વસતા હતા. બ્રાહ્મણો પિસ્તાલીસ હજાર હતા. બે વાણિયાના ઘર વચ્ચે એક બ્રાહ્મણનું ઘર પળાતું હતું. આ સમયમાં ભિન્નમાળની રચના એવી હતી કે કોટિધ્વજ હોય તે કોટમાં રહે અને લાખોપતિ બહાર રહે. પોરવાડવંશમાં થએલા નીનમંત્રી કોટિધ્વજમાંથી લાખોપતિ બનતા બ્રાહ્મણોએ તેમને શહેર–કોટ બહાર રહેવા જવાની સુચના નીયમ પ્રમાણે કરેલી. રાતમાં મહાલક્ષ્મીના ઉપાસક નીનમંત્રીએ માતાજીની ઇચ્છા પૂછી. માતાએ પણ તેમને ગામ છોડી જવા સુચના આપી આશિર્વાદ આપેલો. આ વચન ઉપર ભરૂંસો રાખી નીનમંત્રી સવારમાં ભિન્નમાળ છોડી ગાંભુ રહેવા ગએલ આવો એ નગરનો નિયમ અને પ્રભાવ હતો.

સાર–વિમળ પ્રબંધની ઉપરોક્ત હકીકતનો સારાંશ જ્યારે આપણે અન્ય પુસ્તકો અને ઐતિહાસિક દૃષ્ટિએ તપાસીએ છીએ ત્યારે તેમાં કેટલીક હકીકત માત્ર કવિની–લેખકની કલ્પના લાગે છે. ખુદ વિમળ પ્રબંધના પ્રકાશક ભાઇ મણિલાલ બકોરદાસ વ્યાસ પણ તેમાં કેટલીક શંકાઓ જણાવે છે. એક તો આ ગ્રંથ જૈન દૃષ્ટિએ લખાએલો છે, એટલે બીજા કેટલાક જે જૈન ગ્રંથો અતિશયોક્તિરૂપે લેખકની કલ્પનાના આધારે લખાએલા હોવાનું અનુમાન થઇ રહેલું છે તેમ આ ગ્રંથમાં પણ હોય એમ સંભવ છે. વિમળ પ્રબંધમાં દર્શાવ્યા પ્રમાણે વિમળે બંગાળમાં રોમનગરના બાર સુલ-

---

૧ યુગકાળના વર્ષોની જે સંખ્યા આપેલી છે તે જૈનશાસ્ત્ર સિદ્ધાંત પ્રમાણે આપેલી છે.

તોનોને હરાવ્યા: તેમજ ઢઢ્ઢાના બભણીઆ ખંડિઆ રાજાને હરાવ્યાની વાતો છે તે ઐતિહાસિક પુરાવાની બહારની જણાઇ છે. ચંદ્રાવતિનું રાજ જીતી વિમળ ત્યાંનો રાજા થયાની વાત વિમળપ્રબંધમાં કહેલી છે, તે વાતને પણ બહાર પડેલા શોધિત ચંદ્રાવતિના ઇતિહાસમાં ટેકો મળતો નથી. વળી આ ગ્રંથ વિમળના અવશાન બાદ પાંચશો વર્ષ પછી લખાએલો છે, એટલે મેળવી શકાય તેટલી હકીકત મેળવીને તે લખેલો છે, ઉપરાંત આ ગ્રંથ લખવામાં લેખકે બહુધા શ્રીમાળ પુરાણ ઉપર આધાર રાખ્યો છે એમ પોતે કહે છે અને ઘણી વાતો–મૂળ વાતોને મળતી આવવાથી એ સિદ્ધ થાય છે. શ્રીમાળપુરાણ એ સ્કંદપુરાણનું અંતરંગ પુસ્તક છે એટલે પુરાણું પુસ્તક ગણી શકાય વિમળપ્રબંધ સોળમા સૈકામાં એટલે ચારસો વર્ષ ઉપર લખાએલ છે. આથી કરીને પુરાણા પુસ્તક ઉપર વધારે વજન રાખવું ઉચિત માની શકાય. શ્રીમાળનગરના ચાર યુગના ચાર નામો પડયા છે એતો વિમળપ્રબંધ પણ કહે છે. માત્ર યુગવાર નામોમાં ફેર જણાવે છે. તેમ જ્યાં સંસ્કૃત પાઠશાળાઓ અને યજ્ઞશાળાઓ હતી ત્યાં જૈનશાળાઓ ઉપાશ્રયો અને દેરાસરો જણાવાય છે. ગૌતમે, કાસિમર જઈ મહાવીર સ્વામી પાસે દિક્ષા લીધા પૂર્વે શ્રીમાળક્ષેત્રમાં જૈનધર્મ પ્રવર્તમાન નહોતો એ વાત તો ઐતિહાસિક પુરાવાથી સિદ્ધ મનાય છે. શ્રીમાળનગરમાં વસનારાઓ શ્રીમાળી (બ્રાહ્મણો અને વાણીયા) કહેવાયા એતો બીલકુલ શંકા વગરની વાત છે. વળી જે જે દંતકથાઓ આ નગરના ફેરવાએલા નામો માટે તથા ત્યાંની વસ્તીના ઉપનામ માટે કથાય છે તેમાં પણ શ્રીમાળપુરાણની વાતને વધુ વજન મળે છે. આ ઉપરથી વિચારવાનું એટલુંજ રહે છે કે આપણી શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિની ઉત્પત્તિ અને સ્થીતિના પુરાવામાં જે કાંઇ હકીકત લખાએલી છે તે વધારે અનુકુળ અને વજનદાર છે એમ આપણે કબુલ કરવું પડશે.

## મહાજનવંશ મુક્તાવળી.

આ જૈન પુસ્તકમાં તેના કર્તા શ્રીયુત રામલાલજી જણાવે છે કે, શીરોહીગઢના પરમાર રાજાના પુત્ર ભીમસેને કેટલાક રજપુતોને લઇ શ્રીમલ્લ રાજાની રાજધાની ભિલ્લમાળ ઉપર ઘેરો ઘાલ્યો હતો. આ વખતે શ્રીમલ્લ રાજાએ વિચાર કર્યો કે ભીમસેન સાથે યુદ્ધ કરી લાખો માણસોનો સંહાર કરવા કરતાં જો ભીમસેન સાથે મારી પુત્રી લક્ષ્મીનાં લગ્ન કરૂં અને કન્યાદાનમાં ભિલ્લમાળનું દાન આપું તો ભીમસેન ઘેરો ઉઠાવી યુદ્ધ બંધ પાડશે.

વળી મને પુત્ર નથી એટલે એ મારો પુત્ર થઈ રહેશે. આ વિચારથી શ્રીમલ્લ રાજાએ ભીમસેનને વાકેફ કર્યો. ભીમસેને આ વિચાર પસંદ કર્યો. આથી શ્રીમલ્લરાજાએ લક્ષ્મીનાં લગ્ન ભીમસેન સાથે કર્યાં. અને કન્યાદાનમાં એને ભીલ્લમાલ નગરનું દાન આપ્યું. આ લગ્નથી તેને ઉપલદેવ, આસલ અને આસપાલ્લ નામના ત્રણ પુત્રો થયા. ભીમસેને ભિલ્લમાલનું રાજ્ય આસલને આપ્યું અને આસલે આ નગરનું નામ પોતાના દાદાના નામથી શ્રીમાલ્લ પાડ્યું.

**સાર**—ઉપરોક્ત હકીકત ફકત શ્રીમાળ નગરનું નામ શ્રીમાલ કેમ પડયું એ બાબત પુરતીજ છે. પરંતુ જ્યારે આ હકીકત સાથે અન્ય પુસ્તકોના આધારો લઈએ છીએ. ત્યારે આ હકીકત તદ્દન બીનપાયાદાર લાગે છે વળી ગુજરાતની ઉત્તરે શીરોહી સ્ટેટ આવેલું છે તેજ જો શીરોહીગઢ હોય તો અને તેજ હોવું જોઇએ કારણ કે મારવાડમાં બીજુ કોઈ શીરોહીગઢ નામનું સ્થળ નથી જાણવામાં આવેલું તેથી શીરોહીગઢના રાજાઓ ચોહાણવંશના રાજાઓ છે. પરમાર વંશની ગાદી આ શીરોહ સ્ટેટમાં થયેલી જાણવામાં આવેલી નથી વળી ભીમસેન નામનો રાજા આ ગાદી ઉપર થયેલો જણાતો નથી તેમ શ્રીમલ રાજા ભિન્નમાલ ઉપર કયારે થયો તે પણ ઇતીહાસથી પ્રતીત થતું નથી એટલે આ હકીકતને વધારે વજન આપી શકાય એમ નથી. આ ગ્રંથ જૈન દૃષ્ટિએ લખાયેલો છે એટલે તેમાં જૈન સીદ્ધાન્તને અને જૈન મહીમાને આગળ વધારવાનો સંભવ હોય એ સ્વભાવિક છે.

**ભોજપ્રબંધ તથા પ્રબંધ ચીંતામણીમાં**—એવું લખાવામાં આવ્યું છે કે ભોજરાજાના દરબારમા જે મહાન પંડીતો હતા તેમાં માઘ નામના એક શ્રીમાળી બ્રાહ્મણ મહાન કવિ હતા. તે બહુ ખર્ચાળ અને દાન દેવામાં અતીશય ઉદાર હતા. જો કે ભોજરાજાની તેના ઉપર બહુજ કૃપા હતી અને વારંવાર મોટા મોટા ઈનામો મળતા હતા છતાં માઘ હંમેશાં દરીદ્રતા ભરેલી સ્થીતિ ભોગવતો હતો અને અવસાન વખતે પણ તે લક્ષ્મી વગરનો હતો. તે ઉપરથી ભોજરાજાના દરબારમાં શ્રીમાળનગરનું નામ બદલી ભીન્નમાલ રાખવામાં આવ્યું હતું. આ કથામાં પણ કાંઇ વજુદ જણાતુ નથી કારણુ કે માઘ કવીના સમયમાં શ્રીમાળનગરની જાહોજલાલી બહુ નષ્ટ થયેલી નહોતી. માઘ ઇ૦ સ૦ ૧૦૧૦ થી ૧૦૪૦ ના સમયમાં હતો અને ઇ૦ સ૦ ૧૨૦૩ માં લક્ષ્મીજી પાટણ પધાર્યા એ પછીજ શ્રીમાળની ખરેખરી દુર્દશા થઇ અને નામ પલટો થયો હોય એમ માની શકાય છે.

**ગુજરાત ગેઝેટીયરમાં**—એવું લખવામાં આવ્યું છે કે ગુર્જર રાજાઓ તીરકામઠાની વીચીક્ષણુતાથી ભીલ્લ કહેવાતા હોય અને તે ઉપરથી આ નગરનું નામ ભીલ્લમાળ–ભિન્નમાળ પડયું હોય. આ વાત પણ માનવા જેવી નથી. ગુર્જર રાજાઓ અને ભીલ્લરાજાઓમાં ઘણો તફાવત છે. કોઇપણ સ્થળે ગુર્જર રાજાઓ ભીલ્લ નામથી ઓળખાયા નથી. તેમ ભીલ્લ રાજાઓનું રાજ્ય ભિન્નમાલમાં થયું હોય એવું પણ ઇતિહાસથી પ્રતીત થતું નથી, એટલે આ કથા અનુમાન હોય એમ જણાય છે.

મી. ડી. આર. ભાંડારકર સને ૧૯૦૮ ના આરકીઓલોજીકલ સરવેના રીપોર્ટમાં લખતા એમ જણાવે છે કે આ સ્થળનું મુળ નામ ભીલમાળ–ભિન્નમાળ હોવું જોઇએ અને શ્રીમાળ નહી. અન્ય નામો સંસ્કૃતના રૂપાન્તરો છે. આ કહેવું પણ વાસ્તવીક લાગતું નથી.

મી. જેકસને ભિન્નમાળની તવારીખમાં એવું જણાવ્યું છે કે આ સ્થળે પ્રથમ પાણીજ હતું. ત્યાં આગળ ભૃગુરૂષિએ તપ કર્યું અને સૂર્યને પ્રસન્ન કર્યા. સૂર્યદેવે રૂષિની ઇચ્છા પ્રમાણે જળ સૂકવી નાખ્યું. આથી આ પ્રદેશ જમીનરૂપ બન્યો. રૂષિએ ત્યાં પોતાનો આશ્રમ કર્યો હતો અને પાછળથી ત્યાં નગર વસ્યું હતું. આ કથા પણ અનુમાનરૂપ લાગે છે. જો કે એટલું તો ખરૂં છે કે આ સ્થળમાં સરોવરો અને તળાવો પુષ્કળ હોવાથી ત્યાં પ્રથમ પાણીનો સંચય વધારે હશે ! એમ કહેવાય છે કે આ જગ્યાથી કચ્છનું રણ નૈઋત્યમા ૫૦ જ માઇલ દૂર છે કે જે એક વખત કચ્છની ખાડીનો ભાગ ગણાતો હતો. પાછળથી કુદરતની મતિ અનુસાર આ ભાગ ઉંચો થઇ ગયો છે.[1] જળ ત્યાં સ્થળ અને સ્થળ ત્યાં જળ એ તો કુદરતી ગતિ પ્રમાણે થયા જાય છે એ સ્વાભાવિક છે, પરંતુ ઉપરની વાતને સત્ય માનીએ તો ત્યાં કયું નગર કયારે વસાવવામાં આવ્યું તે જાણવું મુશ્કેલ થઈ પડે છે !

આ ઉપરાંત તો બીજા ઘણાં પુસ્તકોમાંથી પ્રમાણો મળી શકે તેમ છે પરંતુ આ સ્થળે તેનો વિસ્તારથી ઉલ્લેખ કરવો વ્યાજબી નથી. આવા પ્રાચીન સ્થળોની તપાસમાં લગભગ જુદા જુદા વિદ્વાનો જુદી જુદી કલ્પનાઓ દોડાવે છે અને પોતાનો મત સિદ્ધ કરવા દલીલો કરે છે. આ સ્થળની બાબતમાં પણ લગભગ તેવુજ છે મી. એમ. એલ. શર્મા. બી. એ. એલએલ. બી. એ 'શ્રીમાળી બ્રાહ્મણોની ઉત્પત્તિ' એ લેખ શ્રીમાળી

---

૧. ગુજરાત સર્વસંગ્રહ પાન ૧૪ ઉપર જણાવ્યું છે કે આ સ્થળે ઇ. સ. પૂ. ૩૨૫ માં સિકંદરે કચ્છના રણની જગ્યાએ મોટું સરોવર જોયું હતું.

અભ્યુદયમાં લખ્યો છે. તેમાં તેમણે એવી સચોટ શંકાઓ અને દલીલો કરી તેના રદીઆ આપ્યા છે કે તે વાંચવાથી અને મનન કરવાથી આ બધી બાબતો બ્રાહ્મણોએ ઉપજાવી-ગોઠવી કાઢેલી-કપોળ કલ્પીતજ જણાઇ આવે. જાણીતા વિદ્વાન પંડિત શ્રી મન્નાવત પરમાણંદ દવેએ પણ શ્રીમાળી બ્રાહ્મણો વિષે શ્રીમાળી અભ્યુદયમાં પુષ્કળ ચર્ચા કરી છે અને અનેક શંકાઓ ઉઠાવી જવાબો આપ્યા છે. વિદ્વાન વેદાંતકોવિદ્ મણિશંકર મગનલાલ અયાચીજીએ પણ આ વિષયને શ્રીમાળી અભ્યુદયમાં બુદ્ધિવાદથી ચર્ચ્યો છે. પરંતુ શ્રી. એમ. એલ. શર્મા ગુજરાત ગેઝેટીઅરના અનુવાદરૂપે વર્ણવે છે ત્યારે પંડીતજી અને અયાચીજી બુદ્ધિવાદ ઉપર ધોરણ રાખે છે. 'ભિન્નમાળ' નામનો લેખ ઇ. સ. ૧૯૨૪ ના ગુજરાતીના ખાસ અંકમાં પ્રસિદ્ધ થયો છે તેમ 'જ્યોતિ' નામના પુસ્તકમાં સ્વર્ગસ્થ ન્યાયમૂર્ત્તિ મગનલાલ દલપતરામ કવિનું ચરિત્ર લખતાં શ્રીયુત્ છોટાલાલ દલપતરામ કવિ ભિન્નમાળની તવારીખ ઉપર સુક્ષ્મ વર્ણન કરે છે આ બંને લેખોનો મુખ્ય આધાર પણ ગુજરાત ગેઝેટીઅર છે. મતલબ કે નિર્ણયાત્મક સ્વતંત્ર દૃષ્ટિએ કહેવા પુરતી હકીકત માટે કાંઇ સાધન નથી. વિદ્વાનો તર્કવિતર્ક અને દલીલોપૂર્વક બુદ્ધિવાદથી પોતાનો મત દર્શાવે એ સ્વાભાવિક છે.

## એકંદર સાર.

ભિન્નમાળની તવારીખ લખનારા ઉપરોક્ત અને બીજા વિદ્વાનો જુદી જુદી દૃષ્ટિએ ભિન્ન ભિન્ન મતો દર્શાવે છે પણ એક મુદ્દા ઉપર તો એ બધાં આવે છે જ અને તે એ છે કે શ્રીમાળી બ્રાહ્મણો અને શ્રીમાળી વાણિયા વિગેરે શ્રીમાળી નામથી વિશેષણ પામેલી બધી કોમનું ઉત્પત્તિનું સ્થાન તે શ્રીમાળનગર તો ખરૂંજ. આ શ્રીમાળનગર તે શ્રીમાળક્ષેત્ર ખરૂંજ. અને શ્રીમાળક્ષેત્ર તે ગૌતમ આશ્રમ[૧] પણ ખરૂંજ. ભિન્નમાળ કહો, પુષ્પમાળ કહો, રત્નમાળ કહો જે કહો તે શ્રીમાળનગર તો ખરૂંજ ! પછી તે ગમે તે યુગમાં ગમે તે નામથી સંબોધાતું હોય ! પુરાણકાળનું વારાણસી આજે કાશી અને બનારસ નામથી ઓળખાય છે. પુરાણકાળની લંકા આજે સિલોન નામથી ઓળખાય છે ! પુરાણકાળની દ્વારામતિ આજે દ્વારકાના નામથી પ્રસિદ્ધ છે. એ રીતે શ્રીમાળનગર પણ સત્યયુગનુંજ આજે શ્રીમાળનગર-ભિન્નમાળ રૂપે ઓળખાય છે અને સંબોધાય છે. અગાઉની લંકા

૧. આ શ્રીમાળક્ષેત્ર પ્રથમ ગૌતમ આશ્રમને નામે ઓળખાતું હતું એમ શ્રીમાળપુરાણમાં જણાવેલું છે.

જળમય થઇ ગઇ અને ત્યાં સિલોન વસ્યું છતાં લંકાથીજ સંબોધાય છે. રામચંદ્રજીની અયોધ્યા રામચંદ્રની સાથે સ્વર્ગમાં ગઇ તોય અયોધ્યા રામની અને રામવૈભવરૂપ મોજુદ છે. દ્વારામતિ જળમાં ડુબી ગઇ તોય નવું દ્વારકા પ્રખ્યાતિ પામ્યું છે. આ ન્યાયે શ્રીમાળનગર અનેક પ્રકારના તડકા-છાંયા-માંથી પસાર થયું હોય તોય એજ શ્રીમાળનગર હજુ અસ્તિત્વ ધરાવે છે એ નિર્વિવાદ છે. તવારીખ લખનારાઓ પણ શ્રીમાળનગર, શ્રીમાળી બ્રાહ્મણ અને શ્રીમાળી વાણિયાની શ્રીમાળત્રિપુટીને નથી ભુલી શકતા. શ્રીમાળનગ-રની ગાથાઓ નામશેષ રૂપે પણ ભિન્નમાળમાં જ છે. એટલે ભિન્નમાળ એજ શ્રીમાળનગર અને આપણી ઉત્પત્તિનું મુળ સ્થાન છે એ નિઃશંક છે.

## શ્રીમાળનગરની રચના.[1]

આ નગર જ્યારે બંધાયું ત્યારે તેના રચના આ પ્રમાણે હતી. શ્રીમાળપુરાણમાં લખેલું છે કે-આ શ્રીમાળક્ષેત્ર[2] પાંચયોજન ફરતું તથા ચારે તરફ ચોખંડુ છે. અંતભાગમાં ૭ ખૂણાવાળા અઠ્ઠાવીશ થાંભલાઓથી શોભી રહેલું છે. તેની ચારે તરફ ઉંડી ખાઇઓ તથા વાવ, કુવા અને સરોવરો છે. આ નગરને ૮૪ દરવાજા છે. ત્યાં ૧ હજાર ગણપતિ, ૪ હજાર ક્ષેત્રપાળો, ૮૪ ચંડીકાદેવીઓ, ૧ હજાર સરોવરો, ૧૧ હજાર મહાદેવના લીંગો, ૯૯૯ મુખ્ય દેવસ્થાનો છે દુર્ગાદેવીના ૧૮ હજાર મંદિરો છે. વિવિધ પ્રકારની ૪ હજાર વેદશાળાઓ છે. ૧ાા કરોડ તિર્થો છે.[3] ૧૮ હજાર

૧. મી. એ. એમ ટી. જેકસન આઇ. સી. એસ. મુંબઇ ગેઝેટીઅર વો. ૧ ભા. ૧ પાન ૪૬૧ મા ભિન્નમાળની તવારીખમાં લખે છે કે-સત્યયુગમા શ્રીમા-ળમાં ૮૪ ચંડીઓ, ૩૩૬ ક્ષેત્રપાળો, ર૭ વારાહો, ૧૦૧ સુર્યો, ૫૧ માતાઓ, ૨૧ બ્રહસ્પતિઓ, ૩૦૦ થી ૧૧ હજાર લીંગો, ૮૮ હજાર રૂષિઓ, ૯૯૯ કુવા તથા તળાવો તથા ૩ાા કરોડ તિર્થો હતા.

૨. પવિત્ર તીર્થનું મહાત્મ્ય દશાવતો જે વિશાળ ભાગ હોય તે ક્ષેત્રના નામથી ઓળખાય છે. એક કરતાં વધારે તીર્થો હોય તે.

૩. આ તીર્થોમા મુખ્ય તીર્થો અને તે કેવી રીતે ઉત્પન્ન થયા તથા તેનું મહાત્મ્ય શું ? એ બધું શ્રીમાળપુરાણમાં આપેલું છે તેમા મુખ્યત્વે ત્રંબક સરો-વર અને ત્રંબકેશ્વર મહાદેવ, યોગેશ્વરી દેવી, કાકવરાહ ભગવાન, બ્રહ્મસરોવર, વરૂણાવી દેવી, કૈરાટસરોવર, વટયક્ષીણી, યક્ષસ્થળ, યક્ષકુપ, કાશ્યપેશ્વર મહાદેવ, ચામુંડા દેવી, વાકપતીશ્વર, ભૂભૂર્વેશ્વર, બંધુ દેવી, ભુવનેશ્વરી દેવી, બકસ્થલી, નાગીની દેવી, મૂકુલીની દેવી, જયેશ્વર મહાદેવ, ક્ષેમકરી દેવી, દુર્ધરસ્થલ, ખરા-નના દેવી, સિદ્ધિવિનાયક દેવ, ચુંડમુંડાર્યા દેવી, ચંડીશ મહાદેવ, પ્રયુતેશ્વર

ચૌટાઓ, ૯ બહાર અને ૯ અંદર એવા ૧૮ દેવીના સ્થાનકો છે. નગરમાં વસતા વાણીઆઓની જુદી જુદી ૩૦ કુળદેવીઓ છે. ૧ હજાર બ્રહ્મશાળાઓ, ૪ હજાર મઠ, ૮ હજાર વ્યાપારીઓની શાળાઓ, ૨ લાખ દુકાનો, ૧ લાખ ૬૦ હજાર અને ૬૪ સાતમાળના મહેલો છે. હાથીઓ હજાર કરતાં વધુ છે. ૧૪ ગૌત્ર એને ૮૪ અટકના ૪૫ હજાર શ્રીમાળી બ્રાહ્મણો છે. ૭૦૦૦ રૂગવેદી, ૧૨૦૦૦ યજુર્વેદી, ૨૨૦૦૦ સામવેદી, ૪૦૦૦ અથર્વવેદી છે. ૩૦ ગોત્રના ૯૦ હજાર વાણીઆ-શ્રીમાળી, પોરવાડ વિગેરે મળીને છે. ૧૮ ગોત્રના ૮૦૬૪ સોનીઓ છે. ઉપરાંત ૨ હજાર કંસારા, ૯ હજાર નગરવેશ્યાઓ, ૩૬ હજાર ક્ષત્રીઓ, ૫ હજાર સોમપા, ૫૦૦૦ કુંભાર, ૩૦૦૦ નટ, ૧૦૦૦ હજામ, ૧૦૦૦ ધોબી, ૪૦૦૦, માળી, તેમજ ૫૦૦૦ વૈશ્ય અને ૨૫૦૦ શુદ્ર છે.

## શ્રીમાળી બ્રાહ્મણોની ઉત્પત્તિ.

આટલી હકીકત તપાસી ગયા પછી શ્રીમાળી બ્રાહ્મણ તરીકે આપણે આપણી ઉત્પત્તિ સંબંધી વિશેષ વિચાર કરવાનુ ભાગ્યેજ રહે છે. અન્ય જ્ઞાતિઓનો ઇતિહાસ પણ એવું જણાવે છે કે જ્ઞાતિની ઉત્પત્તિ સ્થાન અથવા ધંધા અથવા ઋષિમુનીઓ ઉપરથી તેમજ કોઇ કોઇ થઇ ગએલા મહાન પુરૂષોના નામ ઉપરથી થએલી જણાય છે. બહુ પ્રાચીન સમયનો વિચાર કરીએ તો અત્યારની પરિસ્થિતિમાં છે એવી અને એટલી જ્ઞાતિઓ હતી નહીં. મનુભગવાનની સ્મૃતિમાં મુખ્ય બ્રાહ્મણ, વૈશ્ય, ક્ષત્રિય અને શુદ્ર એ ચાર જ્ઞાતિઓ હતી. આ ચાર જ્ઞાત પણ ધંધો અને વ્યવહાર સાચવવાની સગવડતા તેમજ આચાર વિચાર ઉપર નિર્માણ થએલી છે. બ્રાહ્મણોએ ભણવું અને ભણાવવું. ક્ષત્રિયોએ સર્વનું રક્ષણ કરવું, વૈશ્યોએ વ્યાપાર કરી પોષણ કરવું અને પોતે પોષાવું, શુદ્રોએ સર્વની સેવા કરવી. આ ઉપરથી સાબીત થાય છે કે અગાઉ બ્રાહ્મણ જ્ઞાતિ એક સમાન હતી. ત્યારબાદ

---

મહાદેવ, કાશ્યપેશ્વર મહાદેવ, દ્વાદશાદિત્ય, જગત્સ્વામી, કિરાતેશ્વર મહાદેવ, દેવી, અહિલ્યાહૃદ, વારાહ, વાલ્મિકેશ્વર, વિવશ્વાન, આત્મછંદા, ઇંદ્રવાટ, અરિષ્ટા દેવી, સર્વમંગળા દેવી, ભૂર્ભુવ, નદિની દેવી, આર્યાચંડી, બાલગૌરી, ગોવત્સલ, સિદ્ધિચામુંડા, ઈશ સરોવર, પરાશરેશ્વર, કમલાદેવી, વરૂણતીર્થ વિગેરે છે. મુખ્ય ત્રંબક સરોવરનો મહિમા દેવી ભાગવત સ્કંધ ૭ અધ્યાય ૩૮ માં શ્લોક ૧૦ મામાં નગરોલ્લેખ છે. जांबू नदेश्वरी स्थानं तथा श्रीनगरे शुभम् ॥ ઇતિ. આ ઉપરાંત અર્બુદ મહાત્મ્યમાં પણ વર્ણન છે.

ગૌડ અને દ્રાવિડ એ બે વિભાગ પડ્યા. નર્મદાના ઉત્તર વિભાગમાં વસનારા પંચ–પાંચ પ્રકારના ગૌડ કહેવાયા અને નર્મદાની દક્ષિણે વસનારા પંચ-દ્રાવીડ[1]–પાંચ પ્રકારના દ્રાવીડ કહેવાયા. પછી મુખ્ય શાખા ઔદિચ્યની થઈ. ઔદિચ્ય એટલે ઉદિચ્ય ઉત્તરમાં રહેનારા તે ઔદિચ્ય. ક્રમે ક્રમે આ વ્યવસ્થામાં વધારો થતો ચાલ્યો. સ્થાનાન્તર પ્રમાણે જ્ઞાત્યાન્તર વધ્યું![2] દેશવાસીઓ જ્ઞાતિઓનાં ઉપનામોથી ઓળખાયા. આ પ્રમાણે આપણી જ્ઞાતિ પણ શ્રીમાળનગરમાં વસવા પછીજ શ્રીમાળી ઉપનામને પામી છે. શ્રીમાળી વાણીઆ અને શ્રીમાળી બ્રાહ્મણ એમની સર્વેની ઉત્પત્તિ શ્રીમાળનગર છે.શ્રીમાળ નગર ઉપરથી શ્રીમાળી નામનું વિશેષણ બ્રાહ્મણ અને વાણીઆઓ પામ્યા. બીજી એક એવી કથા કહેવાય છે કે શ્રીમાળનગરમાં સારિકા જેને કેટલાકો તાડિકા રાક્ષસી કહે છે તે શ્રીમાળી બ્રાહ્મણોની કન્યાના લગ્ન વખતે વરને મારી નાખી તેનું માંથું લઇ જતી હતી. આથી શ્રીમાળનગરના વત્નીઓ આબુ વિગેરે સ્થાને જઇ વસ્યા હતા આથી શ્રીમાળ નગર ઉજ્જડ થઇ ગયું હતું અમુક મુદ્દત બાદ શ્રીપુંજ નામનો રાજા ત્યાં આવેલો અને બ્રહ્મકુંડમાં સ્નાન કરવાથી કોઢના રોગથી મુક્ત થયો હતો. આ બદલામાં તેણે શ્રીમાળનગર ફરી વસાવવા વિચાર કર્યો અને બ્રાહ્મણોને અભય આપી

---

૧. બ્રાહ્મણોના નામો બહુધા રૂષિઓ ઉપરથી અથવા દેશ ઉપરથી પાડેલા છે. ગૌડ, કાન્યકુબ્જ, સારસ્વત, પલ્લીવાલ, મૈથીલ, ઉદિચ્ય આદિ નામ દેશો ઉપરથી પડેલ છે. નાગર, દાધીચ, પારાશર ઇત્યાદિ નામો રૂષિઓ ઉપરથી પડેલાં છે.

कर्णाटकाश्च तैलंगा द्राविडा महाराष्ट्रकाः । गुर्जराश्चेति पञ्चैव द्राविडा विन्ध्य दक्षिणे ॥—सह्याद्रि खंड.

મહારાષ્ટ્ર, તૈલંગ, દ્રાવિડ, કર્ણાટક, ગુર્જરદેશના રહેવાશી બ્રાહ્મણો પંચ-દ્રાવીડ છે.

૨. પ્રથમ બ્રાહ્મણ જ્ઞાતિ એકજ હતી. શ્રી આદ્યશંકરાચાર્યના સમય સુધી બ્રાહ્મણોમાં અત્યારના જેવા જ્ઞાતિભેદો હતા જ નહીં. આ હિસાબે જ્ઞાતિભેદોની ઉત્પત્તિ બહુ તો હજાર કે બારસો વર્ષથી વહેલી થએલી નથી જણાતી. પરંતુ જેમ જેમ બ્રાહ્મણો. તપસ્વીઓ અને વિદ્વાનો પ્રથક પ્રથક સ્થળોમાં જઈ વસ્યા તેમ તેમ તેમનાં નામો ઉપરથી બહુધા જ્ઞાતિના નામો ઉપનામો પામ્યા છે. એમ કહેવાય છે કે—

શ્રીસ્થલવાસી ઔદિચ્યો મેવાડી મેવાડ;
વૃદ્ધ નગરના નાગરો, મોઢેશના મોઢ.

બોલાવ્યા. એક સાથે સો બ્રહ્મ કન્યાના લગ્ન કર્યા અને સારીકાથી બચાવવા ચોકી કરવા બેઠો છેલ્લી વખતે તેને ઉંઘ આવી અને તેનો લાભ લઇ સારીકાએ એક બ્રહ્મકન્યાના વરનું મસ્તક ઉપાડી નાસી ગઇ. તે કન્યાએ શ્રીપુંજને જાગ્રત કરી ઠપકો આપ્યો અને કહ્યું કે તારી બેદરકારીથીજ હું વિધવાપણાનું દુઃખ પામી છું રાજા બહુ ખીન્ન થયો અને દેવી પાસે જઇ આ દુઃખમાંથી મુક્ત કરવા પ્રાર્થના કરી. દેવીએ પ્રસન્ન થઇ સવારમાં જે કોઇ પહેલું સામું મળે તેનું મસ્તક કાપી લાવવા કહ્યું રાજાએ તે પ્રમાણે કર્યું અને ફુલ લઇ આવતા માળીનું મસ્તક કાપી લાવ્યો તે મસ્તક પેલા મૃત થયેલા બ્રહ્મપુત્રના ધડ ઉપર મુકયું અને દેવીની કૃપાથી તે સજીવન થયો. આથી શ્રીમાળી નામ પડયું.[1] આ લોકવાયકા માત્ર લોકવાયકાજ છે. ખરી રીતે તો શ્રીમાળનગરના વતની તે શ્રીમાળી એ સત્ય છે. તો શ્રીમાળી બ્રાહ્મણને માટેજ ઉપલી લોક વદંતિ સત્ય માનીએ તો શ્રીમાળી વાણીઆ અને શ્રીમાળી સોની માટે શું માનવું ? વળી ઇતિહાસ શોધક વિદ્વાનોએ પણ શ્રીમાળનગરના વતની તે શ્રીમાળી એ વાત સર્વાંશે માન્ય રાખી છે. જયાં સુધી શ્રીમાળ નગરમાં બ્રાહ્મણો આવી વસ્યા ન હતા ત્યાંસુધી એ જુદે જુદે સ્થળે વસતા હતા ત્યાંથી તેમને નિમંત્રણ આપી બોલાવ્યા હતા અને શ્રીમાળનગર દાનમાં આપ્યું હતું. જે બ્રાહ્મણો રીસાઇને ચાલ્યા ગયા હતા તે પુષ્કરમાં જવાથી પુષ્કરણા થયા છે અને અત્યાર સુધી પણ એ નામથી ઓળખાય છે. આ સમયે બ્રાહ્મણ કોમની અંદર જ્ઞાતિના વિશેષ વિભાગો નહોતા. બ્રાહ્મણોનો ધર્મ ભણવું અને ભણાવવું અને ધર્મ કાર્ય કરવું અને કરાવવું એવી પ્રણાલીકા ચાલતી હતી જેમ જેમ બ્રાહ્મણ વર્ગ તપોવનમાંથી તીર્થસ્થાનોમાંથી અને ઋષિ આશ્રમોમાંથી શહેરોમાં જઇ વસ્યા અને બ્રાહ્મણ ધર્મ મુકી અન્ય કર્મમાં જોડાવા લાગ્યા તેમ તેમ તે ઉપરથી બ્રાહ્મણ જ્ઞાતિના ઉપનામો થયા. અત્યારે તો જો કે મુખ્ય ભાગે ૮૪ બ્રાહ્મણની જ્ઞાતિ કહેવાય છે પરંતુ સંખ્યાબંધ બ્રહ્મ જ્ઞાતિઓ થઇ ગઇ છે, વળી શ્રીમાળપુરાણમાં આપેલી હકીકત પ્રમાણે બ્રાહ્મણોને બહારથી બોલાવવામાં આવ્યા છે ત્યારે વણીકોને તેમજ અન્ય કોમને લક્ષ્મીજીએ પોતાના પ્રભાવથી સ્વેચ્છાએ કરીને તે ઉત્પન્ન કર્યા છે. શ્રી લક્ષ્મીજીએ બ્રાહ્મણોને શ્રીમાળનગર દાનમાં આપ્યા પછી સન્મુખ બેઠેલા પુજાએલા બ્રહ્મ-

---

૧. શરમાળી, શરમાળીઓ શ્રીમાળીના અપભ્રંશ શબ્દો છે. શીર એટલે માથું અને માળી એટલે માળી શીરમાળી. એટલે માળીનું માથું મુખ્ય શબ્દ શ્રીમાળી છે.

પુત્રોના જોડકાઓને જોઇ અત્યંત હર્ષિત થઇ આંખમાંથી હર્ષાશ્રુઓ સારવા માંડયા આ આંસુઓ લક્ષ્મીજીના કંઠમાં પહેરેલી દેવોએ અર્પણ કરેલી પુષ્પમાળાના પુષ્પોપર પડતાંજ તે સજીવ થઇ સન્મુખ ઉભા રહેતા હતા આવી રીતે ઉત્પન્ન થયેલાઓએ માતાજીને હાથ જોડી વિનંતિ કરી કે અમે શા નામથી ઓળખાઇએ અને અમારે શું કાર્ય કરવું તે જણાવો ? માતાજીએ જવાબ આપ્યો કે તમો કળાની મર્તિરૂપ છો એટલે કળાકર–સોનીના નામથી ઓળખાવ. તમારે આ બ્રાહ્મણ સ્ત્રીઓના અલંકારો બનાવવા, અને શહેરમાં નિવાસ કરવો

આ પ્રમાણે માતાજીના હર્ષાશ્રુમાંથી કળાકર એટલે સોની ઉત્પન્ન થયા છે. જે બ્રાહ્મણોના પ્રતિબિંબથી જે સોની ઉત્પન્ન થયા તે તે બ્રાહ્મણના ગોત્રના ગણાયા ત્યારબાદ આ બ્રહ્મપુત્રોનું પોષણ કરવાને માટે તથા સંસારિક વ્યવસ્થા સાચવવાને માટે લક્ષ્મીજીની ઇચ્છા જાણી શ્રી વિષ્ણુ ભગવાને સાથળ સામુ જોયું અને તેમાંથી શ્વેત વસ્ત્રધારી વણીક ઉત્પન્ન કર્યા[1] આ વણીકોએ પોતાનું કાર્ય પુછતાં શ્રી વિષ્ણુભગવાને આજ્ઞા કરી કે તમારે આ બ્રાહ્મણોનું પોષણ કરવું. તેમણે તે વાત સ્વીકારી અને વિષ્ણુની આજ્ઞાથી શ્રીમાળ નગરના સર્વ પ્રકારના રાચ રચીલાથી ભરપુર સોનેરી કળશથી શોભતા મહાલયોમાં વણીકો રહેવા ગયા. આ વણીક અને સોની શ્રીમાળીનું ઉપનામ પામ્યા. જે પૂર્વ તરફ રહેવા ગયા તે પોરવાડ

---

૧. વિમળ પ્રબંધમાં જ્ઞાતિઓની ઉત્પત્તિ નીચે પ્રમાણે આપી છેઃ—

એક વખત શ્રીમાળનગરમાં લુંટફાટ ચાલતી હતી ત્યારે શ્રીમાળના વ્યાપારીઓ શ્રીમાળનું રક્ષણ કરવા બહારથી સુભટોનું સૈન્ય લઈ આવ્યા. આવેલા લડવૈયાઓમાંથી જેઓ શ્રીમાળનગરની પુર્વમાં ઉતારો કરી રહ્યા હતા ત્યાં અંબાજી માતાનું સ્થાનક હતું તેથી એ લોકો તેનું આરાધન કરતા હતા, અંબાજી માતા તેમના ભક્તિભાવથી પ્રસન્ન થયા અને એક રાત્રિમાં સાત ગઢ મજબુત બનાવ્યા અને તેમને એ રહેવા આપ્યા અને વરદાન આપ્યું કે હું તમારી ખાંધે વસીશ. જેઓ પુર્વમાં રહ્યા તે પ્રાગ્વાટ (પોરવાડ) કહેવાયા તેમણે અંબાજીને ગોત્રજા સ્થાપી. હાલ પોરવાડો અંબાજીને કુળદેવી માને છે. શ્રીમાળો પલ્લી નગરમાં જઇ વસ્યા તે પલ્લીવાળ કહેવાયા. પલ્લી એટલે હાલનું પાલી હશે. ઝાલોર સ્થાનમાં વસ્યા તે ઝાલોરા કહેવાયા. વાયેડમાં વસ્યા તે વાયડા કહેવાયા. મોઢેરમાં વસ્યા તે મોઢ. ખેડ સ્થાનમાં વસ્યા તે ખેડાયતા. કૌંડિય મહર્ષિ સ્થાપિત કૌંડુલ સ્થાનમાં વસ્યા તે કડોરણા. શ્રીગોડ સ્થાનમાં વસ્યા તે શ્રીગોડ અને કાયસી વિગેરે.

કહેવાયા, દક્ષિણુ તરફ ગયા તે ધનોત્કટાના નામથી ઓળખાયા અને ઉત્તર તથા પશ્ચિમમાં રહેવા ગયા તે શ્રીમાળી વાણીઆ કહેવાયા, આ શ્રીમાળી વાણીઆઓના પાછળથી દશા વિશાના બે મોટા ભેદ પડયા છે તેમ તેમાંથી બીજી પણુ જ્ઞાતિઓ ઉભી થઇ છે. ભિન્નમાળથી ૧૫ માઇલ ઉપર આવેલા ઓશિયા[2]નામના ગામમાં વસવા ગયા તે ઓશવાળ[3] કહેવાયા આ પ્રમાણે ૯૦ હજાર વાણીઆઓ ઉત્પન્ન કરેલા અને ૪૫ હજાર બ્રાહ્મણો બોલાવી વસાવેલા એટલે બે વાણીયા દીઠ એક બ્રાહ્મણનું ઘર નિર્ણિત થયું ગણુાય છે આ બધાય શ્રીમાળ નગરમાં વસનારા તે શ્રીમાળી કહેવાયા એ વાત નિર્વિવાદ છે.

## ગોત્ર અને અવટંકો.

શ્રીમાળ નગરમાં વસેલા બ્રાહ્મણ અને વાણિયાઓના જુદા જુદા ગોત્રો અને અવટંકો છે. બ્રાહ્મણોમાં ૧૪ ગોત્રો અને ૮૪ અવટંકો છે ત્યારે વાણીયાઓમાં ૩૯ ગોત્રો અને ૮૬ અવટંકો છે. ગોત્રો જુદા જુદા ઋષિઓના નામ ઉપરથી પડેલા છે. શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિમાં ચાર વેદના બ્રાહ્મણો છે અને તે જુદા જુદા ઋષિઓના વંશજ છે. આ ગોત્રો અને અવટંકો નીચે પ્રમાણે છે.

---

૨. ઓશીયાનું મૂળ નામ ઉએસ. ઉવસ એટલે ઉજ્જડ જગ્યામાં ગામ વસેલું માટે ઉએસ કહેવાએલું તે ગામ શ્રીમાળથી દૂર થએલા ઉહડ મંત્રીએ રાજાની સહાયતાથી વસાવેલું. ઉહડ ઉસ વંશનો મૂળ સ્થાપક પુરૂષ એટલે એ ગામમાં વસનારા ઓસવાળ કહેવાયા.

૩. ઓશવાળ વાણીયા અને ઓશવાળ બ્રાહ્મણ પણ કહેવાય છે. ઓશવાળો જૈન ધર્મ પાળે છે. શ્રીમાળ નગરની પ્રણાલીકા પ્રમાણે ઓશવાળો શ્રીમાળી હોઈ શ્રીમાળી બ્રાહ્મણોને પ્રથમ પાળતા હતા પરંતુ હાલ તેઓ શ્રીમાળી બ્રાહ્મણોને બીલકુલ માનતા નથી. શ્રીમાળી બ્રાહ્મણોને ઓશવાળ લોકો માનતા બંધ થયા તેનું કારણ જૈન મુનિ સમરાદિત્ય એવું જણાવે છે કે શ્રીમાળી બ્રાહ્મણો કન્યાદીઠ विवाहेतु करः पंचशतीशा षोडशाधिकाः ( પાંચસે સોળ ) ટકા લેતા હતા. એકવાર દાપા માટે એક ગરીબને બ્રાહ્મણો કાયર કરતા હતા તેથી ઉહડે તેમને માર મરાવ્યો. બ્રાહ્મણો ઉએસ નગર છોડીને ચાલ્યા ગયા ગછી ઉહડે શ્રીમાળનગર ઉપર મુગલોનું સૈન્ય મોકલ્યું. શ્રીમાળી મહાજન ઉહડને શરણે આવ્યું ને પોતાનું રક્ષણ કરવા માગણી કરી. ઉહડે કહ્યું કે શ્રીમાળી બ્રાહ્મણો અમારા ઉપર કોઇ જાતનો હકક કરે નહિં તો મુગલ સૈન્ય પાછું જાય શ્રીમાળી મહાજને તે કબુલ કર્યું આ હકીકત માનવા જેવી લાગતી નથી.

## ૧ સનકસ.

| | | | |
|---|---|---|---|
| ૩ પ્રવર:— | સહોત્ર. | ગુચ્છમદ. | ગાર્ચ્છમદ. |
| ૩ વેદ:— | ઋગ્વેદ. | યજુર્વેદ. | સામવેદ. |
| ૩ શાખા:— | આશ્વાલયની. | માંધ્યન્દિની. | કૌથુમી. |

૧૦ અવટંક—ત્રવાડી ટોકર; ત્રવાડી બાકુલિયા; ત્રવાડી સાંગડા; ત્રવાડી જેષલિયા; ઓઝા ટોકર; ઓઝા બાકુલિયા; વ્યાસ બાકુલિયા; વ્યાસ ડિબલિયા; દવે મઠકર; દવે ઉનામણા.

શર્મ નન્દ; કુલદેવી બરૂણાર્ચી; શિવ વાલ્મિકેશ્વર; વિનાયક જનલીલ; ભૈરવ આનન્દ; યક્ષ વત્સ:

## ૨ ભારદ્વાજ.

| | | | |
|---|---|---|---|
| ૩ પ્રવર:— | આંગિરસ. | બાર્હસ્પત્સ. | ભારદ્વાજ. |
| ૪ વેદ:— | ઋગ્વેદ. | યજુર્વેદ. | સામવેદ–અથર્વા. |
| ૪ શાખા:— | આશ્વલાયની. | માધ્યન્દિની. | કૌથુમી. સ્વાન્તરાયણી. |

૧૨ અવટંક:—ઓઝા ભોપલ; ઓઝા નવલખા; વ્યાસ ભોપલ; વ્યાસ નવલખા; જોશી ભોપલ; ત્રવાડી ભોપલ; ત્રવાડી ઉનામડા; ત્રવાડી ભિયા; દવે નિર્ગ્રાથકા; દવે ફાડિયા; દવે નરેચા; વોરા પેટા.

શર્મ શિવ. કુળદેવી બન્ધુક્ષણી. શિવ નવલક્ષેશ્વર. વિનાયક દુર્દ્ધવ. ભૈરવ ઈશાન. યક્ષ: રામેશ્વર.

## ૩ પારાશર.

| | | | |
|---|---|---|---|
| ૩ પ્રવર:— | વસિષ્ઠ. | શકિત. | પારાશર. |
| ૨ વેદ:— | ઋગ્વેદ. | સામવેદ. | |
| ૨ શાખા:— | આશ્વલાંયની. | કૌથુમી. | |

૫ અવટંક—ત્રવાડી ગાધે; ત્રવાડી નરેચા; વ્યાસ ગાધે, જોશી જેષલિયા; ઓઝા ચણ્ડીશા.

શર્મ ત્રાત. કુલદેવી વટયક્ષણી. શિવ પારેશ્વર. વિનાયક નર્ક. ભૈરવ સિદ્ધિદાતા. યક્ષ ચિત્રેશ્વર.

## ૪ કૌશીક.

| | | | |
|---|---|---|---|
| ૩ પ્રવર:— | વિશ્વામિત્ર. | દેવરાત. | ઔદલ. |
| ૨ વેદ:— | ઋગ્વેદ. | સામવેદ. | |
| ૨ શાખા:— | આશ્વલાયની. | કૌથુમી. | |

૬ અવટંકઃ—ઓઝા શલ્યા; ત્રવાડી શલ્યા; ત્રવાડી કાણોદ્રા;
આવસ્થી કાણોદ્રા; જોશી નરતેચા; ઠાકુર નરતેચા.
શર્મ ભવ. કુલદેવી કમલેશ્વરી. શિવ ત્ર્યંબકેશ્વર. વિનાયક સ્વર્ગ.
ભૈરવ કાલભૈરવ. યક્ષ કામેશ્વર.

## ૫ વચ્છસ.

૫ પ્રવરઃ— ભૃગુ. ચ્યવન. ઉર્વ. આપ્લવાન. જમદગ્નિ.
૨ વેદઃ— યજુર્વેદ. સામવેદ.
૨ શાખાઃ— માધ્યન્દિની. કૌથુમી.
૫ અવટંક—ત્રવાડી દશોત્તર; ત્રવાડી સંધાઉત્ર; આવસ્થી અગ્નિહોત્રી;
દવે કણેરિયા; જોશી પાડેચા.
શર્મ મિત્ર. કુલદેવી બાલગૌરી. શિવ દુર્દ્દરેશ્વર. વિનાયક
ગોવત્સલ. ભૈરવ મંગલમૂર્ત્તિ. યક્ષ ગનગ્રીય.

## ૬ ઓપમન્યવ.

૧ પ્રવરઃ—ઉપમન્યુ. ૧ વેદઃ—સામવેદ. ૧ શાખાઃ—કૌથુમી.
૧ અવટંક—ત્રવાડી મેર. શર્મ ભૂત. કુલદેવી નાગિની. શિવ ભૂર્ભુ-
વેશ્વર. વિનાયક સિદ્ધિવિનાયક. ભૈરવ બટુક. યક્ષ ઉભય.

## ૭ કાશ્યપ.

૩ પ્રવરઃ— કાસ્યપ. વત્સ. નૈધ્રુવ.
૨ વેદઃ— સામવેદ. અથર્વા.
૨ શાખાઃ— કૌથુમી. સ્વાન્તરાયણી.
૧૩ અવટંકઃ—ત્રવાડી જાજડોલા; ત્રવાડી અયાચી (આદ્ય) ત્રવાડી
કાશ્યપેયા; ત્રવાડી વટસુહાલિયા; ત્રવાડી લોહર; ત્રવાડી
વાચડીયા; ત્રવાડી કરછંડા; જોશી ચણ્ડશા; જોશી
પાવડોત્ર; જોશી પાંચાલા; વોરા ભાંભટ; વોરા
જાજડોલા; વ્યાસ પુરેચા.
શર્મ ભ્રાત; કુલદેવી યોગેશ્વરી; શિવ કાશ્યપેશ્વર; વિનાયક મૃત્યુ;
ભૈરવ જટિલ; યક્ષ લક્ષ્મણેશ્વર.

## ૮ ગૌતમ.

૩ પ્રવરઃ—ઔતથ્ય. આંગિરસ. ગૌતમ. ૧ વેદઃ—યજુર્વેદ.
૧ શાખાઃ—માધ્યન્દિની. ૬ અવટંકઃ—દવે લમ્પાઉ; દવે શાંચલ

વાડિયા; દવે પંચતોડ; દવે ગૌતમ; જોશી ગૌતમ; ઠાકુર લાપશા.

શર્મ દાસ. કુલદેવી નિમ્બજા. શિવ ચણ્ડેશ્વર. વિનાયક-સાધ્ય. ભૈરવ ગ્રામપાલક. યક્ષ દમયિતા.

## ૯ શાણ્ડલ.

૩ પ્રવરઃ— આશૈલ. દેવલ. શાણ્ડલ.

૨ વેદઃ— યજુર્વેદ. અથર્વવેદ.

૨ શાખાઃ— માધ્યન્દિની. સ્વાન્તરાયણી.

૪ અવટંક—દવે ક્રીડિયા; વોરા ક્રીડિયા; વોરા ધાંધલવાડિયા; વોરા પંડયા.

શર્મ સામ. કુલદેવી ક્ષેમંકરી. શિવ જયેશ્વર. વિનાયક-ઉદય. ભૈરવ અસિતાંગ. યક્ષ ત્રિશૂલી.

## ૧૦ ચન્દ્રાસ.

૩ પ્રવરઃ— આત્રેય. ગાવિષ્ટિર. પૂર્ણ.

૨ વેદઃ— યજુર્વેદ. સામવેદ.

૨ શાખાઃ— માધ્યન્દિની. કૌથુમી.

૩ અવટંકઃ—દવે હાડી આરણ્યા; દવે હાડી કેલવાડિયા; દવે વાતુલ; જોશી વાતુલ

શર્મ નાગ. કુલદેવી મહાલક્ષ્મી. શિવ પ્રયુતેશ્વર. વિનાયક ઢુંઢિરાજ. ભૈરવ વિજય. યક્ષ દેવ.

## ૧૧ લૌડવાન્.

૩ પ્રવરઃ— આંગિરસ. ઔતથ્ય. લૌડવાન્.

૧ વેદઃ—યજુર્વેદ. ૧ શાખા—માધ્યન્દિની.

૩ અવટંકઃ—દવે કુચર; દવે પાઠક. વ્યાસ કુચર.

શર્મ ગુપ્ત. કુલદેવી ચામુંડા. શિવ ભૂતેશ્વર. વિનાયક કાલિ. ભૈરવ યુંજાન. યક્ષ ધનેશ્વર.

## ૧૨ મૌદ્ગલ.

૩ પ્રવરઃ— આંગિરસ. ભારમ્ય. મૌદ્ગલ.

૧ વેદઃ— યજુર્વેદ. ૧ શાખાઃ—માધ્યન્દિની.

૪ અવટંકઃ—દવે વેલડિયા; દવે ચાંપાનેરિયા; દવે દ્વિતીયા; દવે ગોધા.

શર્મ ઘોષ. કુલદેવી ખરાનના. શિવ ગંગેશ્વર. વિનાયક આર્ય. ભૈરવ દેવવત્સલ. યક્ષ હર્યક્ષ.

## ૧૩ કપિંજલ.

૩ પ્રવરઃ— વશિષ્ઠ. ભારદ્વાજ. ઇન્દ્રપ્રમદ.
૩ વેદઃ— ઋગ્વેદ. યજુર્વેદ. સામવેદ.
૩ શાખાઃ— આશ્વલાયની. માધ્યન્દિની. કૌથુમી.
૧૦ અવટંકઃ—દવે પનોલિયા; દવે દલભટા; દવે મહતારમણેચા; દવે પુમાણેચા; દવે જીવાણેચા; દવે ખાડિયા; દવે મનાપુત્ર; ઓઝા બાધલિયા; ઠાકુર ભિયા; ઠાકુર કપિંજલ.

શર્મ દત્ત. કુલદેવી બકસ્થધી (સુરભિ) શિવ નાગેશ્વર વિનાયક ઉભય. ભૈરવ રકતાંગ. યક્ષ દુર્દ્દર.

## ૧૪ હરિતસ.

૧ પ્રવરઃ—હરિતસ. ૧ વેદઃ—ઋગ્વેદ. ૧ શાખાઃ—અશ્વલાયની
૧ અવટંકઃ—ઓઝા બાચડિયા.

શર્મ દેવ. કુલદેવી દત્તચંડી. શિવ યાગેશ્વર. વિનાયક અર્જુન. ભૈરવ વટપાલક. યક્ષ સૂર્ય.

શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિની શ્રેષ્ઠતાના સંબંધમાં તેમજ તેઓની ઉત્પત્તિ અને અન્ય હકીકતના સંબંધમાં મી. જોગેન્દ્રનાથ ભટ્ટાચાર્ય એમ. એ. ડી. એલ. એઓએ–હિન્દુજ્ઞાતિ અને પેટાજ્ઞાતિઓ–એ નામનું અંગ્રેજી પુસ્તક લખ્યું છે તેમાં તેઓએ લખ્યું છે કે—

" Mr. Dalpatram Daya, C. I. E. the celebrated poet laureate of Gujarat and the author of the work eutitled "Gnāti Nibandha," is a Shrimali of Ahmedabad. The great Sanskrit poet Māgha, is also said to have been a Shrimali.

* * * * * *

The Shrimali Brahmins of Gujarat have the following sub-divisions among them:—

૧. એ ઉપમન્યવ ગોત્રમાં પ્રવર એક કે ત્રણ? હારિતસ્ ગોત્રમાં પ્રવર એક કે ત્રણ? સનકસ્ ગોત્ર ખરૂં કે શૌનકસ્ ગોત્ર ખરૂં? લૌઢવાન્ ગોત્ર ખરૂં કે ઐડવીડ્ ગોત્ર ખરૂં. આ ચાર શંકાઓ દર્શાવી તેનું સમાધાન કરવા માટે શ્રીમાન્ અયાચીજીએ શ્રીમાળી અભ્યુદય સપ્ટેમ્બર ૧૯૨૫ ના અંકમાં પાન ૬૧ માં જાહેર કરેલું છે પણ અદ્યાપિ તેની શંકાનું સમાધાન થએલું જણાતું નથી.

1 Catchi Shrimali
2 Kathiawadi Shrimali
3 Gujarati Shrimali
4 Ahmedabadi Shrimali
5 Surati Shrimali
6 Khambhati Shrimali

The Shrimalis have a very high position weather regarded frome religions or a seculiar point of view. They minister as priests not only to Shrimali Banyas, but to all the higher castes including the Brahmins of other classes.

*     *     *     *     *     *

They hold also vey high offices in the service of the local chiefs.

*     *     *     *     *     *

A favourite Kuldevi or family goddess among them is that of Mahalaksmi, the spouse of Vishnu a celebrate image of whom was transferred from Bhinmāl to Anhilpur or Pattan in the times of Gujarat Kings. The cclebrated Sanskrit poet Māgh, who is said to have lived in the times of Bhoja Rā'jā, belonged to their fraternity.

*     *     *     *     *     *

The Shrimālis derive their designation from the town of Shrimāl now called Bhinmāl lying to the North west of Abu and intermediate between that mount and the River Loni.

*     *     *     *     *     *

The Aryan Physiogonmy is perhaps more districtly marked in them then in any other class of Brahmins of India. Infect they do not appear to differ much from the type of some of the European nations especially of those who have claims to Roman descent.

The Shrimālis are scattered not only through several of the provinces of Rājputānā but through Gujarāt, Cutch, Central India, the countries bourdering on the Indus and the Island of Bombay.

In consequence of the despersion of their body they have been broken into Several distinct castes, most of which now neither eat nor inter marry with one another.

| Yajurvedi | Sāmvedi |
|---|---|
| ( White and Black ) | ( Kauthami S'akha ) |

Thcy act as gurus and ceremonial Brahmins to the Shrimali Porval, and Pātolya and Urvālā Vanyas ( merchants ) and Sonis or Goldsmiths and above 5000 of them now apart from their brethren, act as gurus to the Os'wāls, a class of mercantile Jains, and are called Os'wal Brahmins.

* * * * * *

| | |
|---|---|
| 500 | Houses in Cutch and Kathiawar. |
| 5000 | in Gujarat. |
| 35000 | in Marwad and Mevad. |

exclusive of 50 of impure birth called Daskroi near Ahmedabad 1500 of them being in Jodhpur ( the Capital of Marwad ) alone.* "

---

*મિ. દલપતરામ ડાહ્યા. સી. આઇ. ઇ, ગુજરાતના કવિવર અને 'જ્ઞાતિનિબંધ' નામક ગ્રંથના કર્તા અમદાવાદના શ્રીમાળી બ્રાહ્મણ હતા. મહા સંસ્કૃત કવિ માઘ પણ આજ જ્ઞાતિના હતા એમ કહેવાય છે.

* * * * * *

ગુજરાતના શ્રીમાળીઓમાં નીચેના પેટાવિભાગો છે.

| | |
|---|---|
| ૧. કચ્છી શ્રીમાળી. | ૪. અમદાવાદી શ્રીમાળી. |
| ૨. કાઠિયાવાડી શ્રીમાળી. | ૫ સુરતી શ્રીમાળી. |
| ૩. ગુજરાતી શ્રીમાળી. | ૬. ખંભાતી શ્રીમાળી. |

સ્વિકારી છે.

ઉપર દર્શાવ્યા પ્રમાણે આપણી જ્ઞાતિની ઉત્પતિ એ શ્રીમાળનગરની રચના તથા સ્થાપના અને તિર્થાદિનું મહત્ત્વ સર્વ બાબતનો સ્વિકાર જાણીતા વિદ્વાનો જ્યોતિષ માર્તંડ શાસ્ત્રી હરિકૃષ્ણજીએ "બ્રાહ્મણોત્પત્તિ માર્તણ્ડ"

---

ધાર્મિક અથવા સામાજીક દૃષ્ટિયે જોતાં શ્રીમાળીઓ સમાજમાં ઉચ્ચ સ્થાન ધરાવે છે. તેઓ એકલા શ્રીમાળી વાણીયા નહીં. પરન્તુ બીજી બ્રાહ્મણજ્ઞાતિના અને ઉચ્ચજ્ઞાતિયોના ગોર તરીકે કામ કરે છે.

* * * * * *

સ્થાનિક રાજાઓના હાથ નીચે તેઓ મ્હોટી અને ઉમદાનોકરીઓ પણ કરે છે.

* * * * * *

એમની કુલદેવી મહાલક્ષ્મી—વિષ્ણુની પત્ની છે. અને એની એક મૂર્તિ ભિન્નમાળમાંથી અણહીલપુર પાટણમાં ગુજરાતના રાજાઓના વખતમાં લાવવાંમાં આવી હતી. પ્રખ્યાત કવિ માઘ કે જે ભોજરાજાના સમયમાં થઈ ગયો હતો તે આજ જ્ઞાતિનો હતો.

શ્રીમાળીઓ, શ્રીમાળનગર (હાલના ભિન્નમાળ) ના રહેવાસી હોવાથી શ્રીમાળીઓ કહેવડાવે છે. શ્રીમાળનગર આબુની ઉત્તર પશ્ચિમે અને એ પર્વતની તથા લુણી નામની નદીની વચ્ચે આવેલું હતું.

* * * * * *

શ્રીમાળીઓમાં બીજી જ્ઞાતિયો કરતાં આર્યત્વનો વિશેષ અંશ જોવામાં આવે છે. વસ્તુતઃ કેટલીક યુરોપીય પ્રજાઓ અને ખાસ કરીને રોમન જાતિને મળતી આવતી પ્રજાઓને મળતી આવે છે.

શ્રીમાળીઓ ફક્ત રજપુતાનામાં વસવાટ કરી રહ્યા છે એટલુંજ નહિ પરન્તુ ગુજરાત, કચ્છ, કાઠીયાવાડ, મધ્યહિંદ સિન્ધુના કિનારાના પ્રદેશો અને મુંબાઈના ટાપુમાં પણ વસે છે.

તેમના વિભાગો પડી જવાથી તેઓ જીલ્લાવાર પેટાભાગો પાડી રહે છે અને તે એટલી હદ સુધી કે એક વિભાગવાળો બીજા વિભાગવાળા જોડે ભોજન કે કન્યાવ્યવહાર રાખતા નથી.

| યજુર્વેદી | સામવેદી |
| --- | --- |
| ( શુકલ-કૃષ્ણ ) | ( કૌથુમી શાખા ) |

તેઓ શ્રીમાળી પોરવાળ, પટોલીયા અને ઉરવાળા વાણીયાના અને સોનીના ગોર કે લગ્નગોર તરીકે કામ કરે છે અને તેમનામાંનાં ૫૦૦૦ પોતાના બન્ધુઓને છોડીને ઓશવાળો ( એક જાતના જૈન વ્યાપારીઓ ) ના ગોર તરીકે કામ કરે છે અને ઓશવાળ બ્રાહ્મણ કહેવાય છે.

* * * * * *

નામનો હિંદી ભાષામાં ગ્રંથ બનાવેલો છે જેમાં તમામ બ્રાહ્મણોની ઉત્પત્તિની કથા વિસ્તારથી આપી છે અને હિંદની બ્રાહ્મણ જ્ઞાતિઓની ઉત્પત્તિના ઇતિહાસમાં અજવાળું પાડ્યું છે. તેમજ પંડિત જ્વાળાપ્રસાદ શર્માએ "જાતીય ભાસ્કર" નામનો ગ્રંથ હિંદી ભાષામાં લખેલો છે તેમાં પણ લગભગ દરેક જાતિની ઉત્પત્તિનો ઇતિહાસ આપવામાં આવ્યો છે; તેમાં કહે છે—આ બંને પુસ્તકો હિંદી ભાષામાં ખાસ જાણીતા છે અને વહીવંચા બારોટો તો તેના આધાર ઉપરજ ખાસ કરીને જ્ઞાતિઓની ઉત્પત્તિના ઇતિહાસને સાધનભુત ગણે છે. આપણી જ્ઞાતિનો ઇતિહાસ આ બંને પુસ્તકોમાં આપેલો છે અને તે ઉપર પ્રમાણે માન્ય રખાએલી બાબતોને તેમાં પણ માન્ય રાખવામાં આવી છે.

## વધારે આધારભુત કારણો.

વળી શ્રીમાળનગર છોડયાને આપણને અને વાણીઆઓને સેંકડો વર્ષો વીતી ગયા છે છતાં અદ્યાપિ શ્રીમાળી વાણીયાના શ્રીમાળ બ્રાહ્મણો ગોર તરીકે મનાતા આવ્યા છે. જો કે જૈનકોમ મોટે ભાગે નથી માનતી તોપણ હજુએ દશા—વીશામાં તો શ્રીમાળ બ્રાહ્મણ વગર જૈનોનેયે કન્યાના લગ્ન વખતે ચાલતું નથી. પોરવાડ અને સોની તો હજુએ સારી રીતે માને છે. બહુધા ઘર જેવો સંબંધ જાળવે છે. આ પુરાણા કાળની તવારીખની પ્રણાલિકા છે. આથી શ્રીમાળનગરના ઉપયોગી સંસ્મરણો સિદ્ધ થાય છે. આપણી જ્ઞાતિમાં જે અત્યારે પણ કેટલાક રીતરીવાજો ચાલે છે તે શ્રીમાળ પુરાણની કથામાં સુચવાએલી બાબતોના આધારભુત છે. જો કે તેમાં કાળ બળે કરીને ઘણોક ફેરફાર થયો છે ખરો પણ એ તો કુદરતની અગમ્ય કળાને અવલંબીને થતુંજ આવે છે; પરંતુ એથી આપણે શ્રીમાળનગરના નથી, શ્રીમાળનગર નહોતું એવી શંકાઓને વજુદ મળતું નથી. અત્યારે આપણામાં કેટલાક રીવાજો પાળવામાં આવે છે તેના શા કારણો છે અને તેનો સંબંધ શ્રીમાળપુરાણની આખ્યાયિકા સાથે કેટલો છે તે નીચે આપેલી વિગતોથી જાણી શકાશે.

---

૫૦૦ ઘર કચ્છ અને કાઠિયાવાડમા

૫૦૦૦ ગુજરાતમાં

૩૫૦૦૦ મેવાડ અને મારવાડમાં

૫૦ સંશયી જન્મવાળાના ઘર બાદ કરતાં તેઓ દસક્રોઇ અમદાવાદ પાસે રહેતા કહેવાય છે. અને ૧૫૦૦ ઘરો જોધપુરમાં છે.

## રીત રિવાજ.

શ્રીમાળી બ્રાહ્મણોનો શ્રીમાળનગરની કથાઓ સાથે એટલો બધો ગાઢ સંબંધ છે કે સેંકડો વર્ષો થયા છતાં હજુ તે સંબંધ જાળવતાં રીતરિવાજો પણ ચાલુ છે. પ્રથમ તો આપણામાં લગ્ન પ્રસંગે ઉંટા દેવીનું પુજન લગ્ન દિવસના પ્રાતઃકાળ પહેલાં બ્રાહ્મ મુહુર્તવેળા કરવામાં આવે છે. આથી જાન એક દિવસ વહેલી આવે છે, બંને વેવાણો હાથમાં દિવડાઓ લઈ ચોરી બાંધવાની જગ્યાએ સામસામા હળે છે, મળે છે, દિવડા, ઝારી વિગેરેની આપલે કરે છે અને ઈંડીયા પીંડીયા ઉતારી પોંખે છે. સંપટીયા પણ ફોડે છે[1] તેમજ વરને ચોરીની જગ્યાએ ચાર ખીલીઓ ઠોકી દોરી બાંધેલી હોય છે તે ફરતા ચાર ફેરા ફેરવે છે. આ વખતે જે ગીત ગાય છે તેમાં 'ઉંટા...ઉંટારે... ઉંટા શ્રવણે અલઇઓ દલઇઓ ઉટા...ઉંટારે[2] વિગેરે જેમાં ઉંટા શબ્દ વારે વારે ખાસ કરીને આવે છે. આ ગીતના શબ્દો પરણનારી કન્યા ન સાંભળી શકે તે માટે તેને એવી દૂરની જગાએ સૂવાડે છે તેમજ કોઇ કોઇ તો કાનમાં રૂના પુંમડા પણ નાખે છે. આ ઉટા દેવી તે શ્રીમાળપુરાણમાં કથાએલી સારિકા નામની રાક્ષસણી હોવી જોઈએ. સારિકાની કથા એવી છે કે જે ૫૦૦૦ સિંધવારણ્યના બ્રાહ્મણો, આંગિરસ બ્રાહ્મણોની ઇચ્છાથી વિષ્ણુ તથા લક્ષ્મીજીએ ગોતમઋષિને શ્રીમાળનગરનું દાન કર્યું તેથી રીસાઇ સિંધ તરફ ચાલી ગયા હતા. તેઓએ વરભાવથી શ્રીમાળનગરનો નાશ કરવાના કારણે સમુદ્રની તપશ્ચર્યા કરી સારિકા નામની રાક્ષસણીને ઉત્પન્ન કરાવી શ્રીમાળનગરના નાશ માટે મોકલી હતી. આ રાક્ષસણી શ્રીમાળનગરની બ્રહ્મકન્યાઓને ઉંચકી જઇ પાતાળમાં લઇ જવા લાગી. સંખ્યાબંધ કન્યાઓ આ પ્રમાણે ગુમ થવાથી બ્રાહ્મણો વિગેરે શ્રીમાળનગર છોડી ગયા–નગર ઉજડ થયું. આ પ્રમાણે લગભગ ૧૬૪ વર્ષ સુધી આ નગર ઉજડ રહ્યું હતું. ત્યારબાદ શ્રીપુંજ (કનિષ્ક) નામે રાજા મૃગયા રમતા ત્યાં આવી ચઢયો હતો–તેણે સુંદર એવા બ્રહ્મકુંડમાં સ્નાન કર્યું આથી તેનો કોઢ એકાએક મટી ગયો. આ ઉપકારના બદલામાં આ નિર્જન નગરને પુનઃ વસાવવા માટે તેના મુળ વતનીઓને સારિકાથી અભય આપી શ્રીમાળનગરમાં પાછા રહેવા બોલાવ્યા હતા. જ્યારે સારિકા એક બ્રહ્મ કન્યાને પકડીને જતી હતી ત્યારે

---

૧ આપણામાં આ રીતને અત્યારે કળેવાના નામથી ઓળખવામાં આવે છે. કળેવા થયા પછી અર્ધું પરણેતર થયું ગણાય છે. અને વેવીશાળ ફોક થવાની ધાસ્તી મોટે ભાગે રહેતી નથી.

૨ આ ગીતમાં અમે શરમાળી શરમાળી સામું નહીં કોઈ.....ગામનું નામ, વર, કન્યાના નામો વિગેરે બોલવામાં આવે છે,

શ્રીપુંજે તેને મારવા બાણ ઉગામ્યું. સારિકા કન્યાને છોડી શ્રીપુંજને કહેવા લાગી કે "મારી કંઇક નામના રાખે તો હું અભય આપવા બંધાઉ છું" આથી બ્રાહ્મણોએ લગ્ન પ્રસંગે સારિકાના માનમાં એક ભોજન તથા કન્યાને અને વરને દગર ધોએલાં કપડાં પહેરાવવાનું કબુલ કર્યું. આથી સરિકાનો ભય દુર થયો હતો. આપણી જ્ઞાતિમાં કન્યાને જે પાનેતર વિગેરે પહેરાવવામાં આવે છે તેમ વરરાજાને પણ કોરા રેશમી મુગટા આપી પહેરાવવામાં આવે છે તેનું આ કારણ હોવું જોઇએ વળી હસ્તમેળાપ માંડવામાં નહીં કરતાં ઘરમાં ગોત્રજ પાસે કરવામાં આવે છે તેનું પણ આજ કારણ હોય એમ માની શકાય છે. વળી લગ્ન કર્યા બાદ જાનને વળાવતાં કન્યાને ગામને પાદરથી ઉતારી લેવામાં આવે છે અને વર એકલોજ ઘરે જાય છે એ રીવાજને પણ આ કથાની સાથે કંઇક સંબંધ હોય એમ અનુમાની શકાય છે. આજ કથાને બરાબર મળતી શ્રીમાળ પુરાણમાં એવી પણ કથા છે કે કૃતિ નામનો રાક્ષસ શ્રીમાળ વાસીઓને બહુ દુઃખ દેતો હતો. લગ્ન લાયક કન્યાને લગ્નના દીવસની પહેલી રાત્રીએ સ્નાન કરાવતી વખતે ગ્રહણ કરતો અને ચોરીમાં ફેરા ફરવામાં આવતા ત્યાંસુધી તે અચેતન રહેતી આથી શ્રીમાળીઓ બહુ ત્રાસ પામતા. એક વૃદ્ધાએ આ ત્રાસથી ત્રાસી પોતાની પુત્રીનાં લગ્ન પહેલાં કમળા (લક્ષ્મી) પાસે જઇ અંશન વ્રત લઇ તપશ્ચર્યા આદરી આથી લક્ષ્મી પ્રસન્ન થયા અને એ ક્રુર રાક્ષસના ત્રાસની શાંતિને માટે પિતૃ પ્રસન્નાર્થે પહેલાં નાન્દી શ્રાદ્ધ કરવાનું તથા કુલ દીપોત્સવની[1] વિધિ કરવાનું જણાવ્યું. આ વિધિ અત્યારે પણ ચાલુ છે જાન

---

૧ શ્રીમાળ પુરાણમાં આ વિધિ આ પ્રમાણે આપ્યો છે, બાનને પ્રથમ ગણપતિ, વિષ્ણુથી આરંભી પિતૃઓને તૃપ્ત કરવા નાંદી શ્રાદ્ધ કરી બાહ્ય ભોજન કરવું. પછી વર પક્ષની એક સૂત્રી નાડુ તથા શીખ લઇ કન્યાને ઘેર જાય, નાડાથી કન્યાને પગથી માથા સુધી માપે તથા શંખમાં ભરેલું પાણી કપાળ ઉપર છાંટે આથી રાક્ષસ કન્યાને અડકી શકતો નથી તથા કન્યા પ્રમાણપણાને પરણવા યોગ્ય પ્રમાણિકા બને છે. પછી તે સબ કન્યાની મા તરફથી યોગ્ય આદરમાન તથા ભોજન લઇ ઘેર જાય છે. એ બાદ કન્યાની મા કંકુ તથા શ્રીફળ લઈ મંગલગીતો ગાતી સ્ત્રીઓ સાથે વરને ત્યાં જઇ વરની માને આપે છે. વરની મા તેનો શક્તિ પ્રમાણે સત્કાર કરે છે. તે બાદ વરપક્ષની સ્ત્રીઓ કન્યાને ઘેર જાય છે. અને સારી જગ્યાએ ગાયના છાણથી લીપી મંત્ર વડે કુળદિપકનું સ્થાપન કરે છે. આ ક્રિયા રાત પહેલા પહોરમાં થાય છે. લાલ સુત્રની દિવેટ કરવી ગાર્હપત્યાગ્નિમાંથી તે કુળદિપ સળગાવવો મંડપમાં તેને પધરાવી પુજન કરવું. આથી પિતૃઓ અને દેવો તે દિપકની જવાળામાં વાસ કરે છે. બીજા પહોરમાં વરની

એક દીવસ વહેલી જાય છે અને પહેલી રાત્રીએ વર પક્ષના તથા કન્યા પક્ષની બૈરીઓ જે આંટાફેરા ખાય છે અને જે વિધિ આચરે છે તેજ આ વિધિ કુલદીપોત્સવ એટલે વેવાઇએ વેવાઈના બે કુળોના દીપ-વરકન્યા ઓનો એકતાનો ઉત્સવ. આ ક્રીયા કરવાથી રાક્ષસનો ભય દૂર થયો હતો અને શ્રીમાળવાસીઓ સુખી થયા હતા. ઉપર જણાવેલ ઉંટાની કથા અને આ કથાનો અર્થ એકજ છે વિધિ પણ એકજ છે.

શ્રીમાળ નગરમાં એક સમયે ભયંકર મહામારીનો રોગ ચાલ્યો હતો અને તેથી સેંકડો મનુષ્યો એ રોગનો ભોગ થઈ પડયા હતા આથી ચારે તરફ હાહાકાર વર્તી રહ્યો હતો કોઇ કોઇને જોવા પણ જઈ શકતું નહતું. બ્રાહ્મણો વિગેરે નાસી ગયા હતા અને કોઈ પણ દેવ આ આફતમાંથી બચાવે એવું ઇચ્છતા હતા. આશ્વિન સુદ ૭મે[1] સંખ્યાબંધ મૃતક મનુષ્યોનાં મુડદાંઓ લઇ રોતાં કકડતાં સ્મશાન ભૂમીમાં ગયા હતા ત્યાં અચાનક ભીલ્લ જેવું બીહામણું સ્વરૂપ લઇ સૂર્યદેવ આવ્યા અને મુડદાઓ ઉપરથી કપડા તથા ફુલની માળાઓ ખેંચવા માંડી. આ બનાવ જોઇ બ્રાહ્મણો વિસ્મય પામ્યા અને એ ભીલ્લને માટે અસ્પર્શ હોવા છતાં આમ કરવાનું કારણ પુછયું. ભીલ્લે જણાવ્યું કે હું તમારી પ્રાર્થનાથી આ સ્વરૂપે સૂર્યદેવ હોવા છતાં આ મૃતકજીવોનો ઉદ્ધાર કરવા આવ્યો છું. જોત જોતામાં સર્વ મુડદાઓએ ભિલ્લસ્વરૂપ ધારી સૂર્યદેવના સ્પર્શથી સજીવન થયા. આથી ત્યાં આગળ વ્યાપેલા મહાન શોકને બદલે હર્ષ વ્યાપી રહ્યો. બ્રાહ્મણોએ એ આત્મોદ્ધાર સૂર્યદેવની સ્તુતી કરી પોતાનું પ્રિય કરવા કહ્યું. સૂર્યદેવે જણાવ્યું કે જે બ્રાહ્મણો આશ્વિન સુદ સાતમને દિવસે કૃત્રિમ મુડદાં બતાવી અમે

---

મા સ્ત્રીઓ સાથે દીવો લઈ કન્યાને ઘેર જાય અને ત્યાંની સ્ત્રીઓ સાથે દિવાનું પુજન કરે. સામસામા ભેટે અને બધી સ્ત્રીઓ વેદીની પ્રદક્ષિણા કરે. સામસામા દીવામાં ઘી હોયે તથા મ્હોંમાં ગોળ ખવરાવે. અજમાનું શેક પણ કરે છે. આથી કુળનું એકપણું થાય છે. પછી કુળદિપને ગોમય મંગલમાં મુકે છે. આ પ્રમાણે કરવાથી કુલી દૈત્ય નાશી જાય છે. આ કુળ દિપકની પુજા વિધિથી પિતૃઓ તથા વિષ્ણુ દેવો અને શ્રી મહાલક્ષ્મી પ્રસન્ન થાય છે. તથા સર્વ વિઘ્નો અને રોગો નાશ પામે છે. આ વિધિમાં કઇક ફેરફાર સાથે આપણે જ્યાં ઉપર જણાવેલી કહેવાની વિધિ કરવામાં આવે છે.

૧ શ્રીમાળ નગરના જગત મશહુર જગતસ્વામી ( સુર્યદેવ ) ની યાત્રા દરસાલ શ્રાવણ સુદ ૭ મે ભરવામાં આવતી હતી જેમાં દેશ પરદેશના સંખ્યાબંધ લોકો ભાગ લેતા હતા.

અસ્પૃશ્ય છીએ એમ બોલતા જઇ કિરાત ( ભીલ્લ ) સ્વરૂપે રથમાં બેઠેલા મારૂં દર્શન કરશે એમને કોઈ દિવસ મહામારીનો રોગ થશે નહિ. આ કથાનું અનુકરણ એક રીવાજરૂપે પાટણ, ખેરાળુ, અને નંદરબારના શ્રીમાળી બ્રાહ્મણો હજુ સુધી કરતા આવે છે. ત્રણે ગામોમાં જો કે પ્રથા જુદી છે ધ્યેય તો એકજ છે અને તે કૃત્રિમ મુડદું બનાવી રોતા રોતા સ્મશાનભૂમીમાં લઇ જાય છે તેને બાળે છે અને સ્નાન કરી શુદ્ધ થઇ પાછા રોતા રોતા નિશ્ચિત કરેલા સ્થળે આવે છે આ પણ શ્રીમાળ નગરના બનાવથી ઉતરી આવેલો રીવાજ ગણી શકાય. આ સાતમને મડાસાતમના નામથી ઓળખવામાં આવે છે.

લગ્ન કર્યા પછી અગ્નિ ફરતા વરવધુ જે ચાર ફેરા ફરે છે અને અગ્નિમાં જવ તલ વગેરે હોમવામાં આવે છે તે રીવાજ પણ શ્રીમાળ નગરથી આ સમયે ત્રેતાયુગના સમયથી આવેલો જણાય છે કારણ કે દુર્વાસાના શાપથી[1] ક્ષીર સમુદ્રમાં સંતાઇ રહેલ લક્ષ્મી, દેવોએ તથા દાનવોએ મંથન કરી કાઢી હતી અને ત્યાર બાદ વિષ્ણુએ લક્ષ્મી સહીત શ્રીમાળ ક્ષેત્રમાં આવી અગ્નિ ફરતા લક્ષ્મીસહ ચાર ફેરા ફર્યા હતા અને લક્ષ્મીનું પાણી ગ્રહણ કર્યું હતું. આ રીવાજ લગભગ હીંદુ ગણાતી ઘણી ખરી કોમોમાં અત્યારે ચાલતો આવે છે. આ રિવાજને ચોરી કહેવામાં આવે છે. જયાં સપ્તપદી પણ થાય છે.

આપણી જ્ઞાતિમાં શ્રાદ્ધ વખતે પ્રથમ નાગ બનાવી તેનું પુજન કરવામાં આવે છે. તેનું કારણ એ છે કે શ્રીમાળ નગરમાંથી જે કન્યાઓને સારિકા ઉપાડી જતી હતી તે કન્યાઓને પાતાલના સર્પરાજ કંકલ પાસે તે મુકી આવતી હતી. સારિકાના સિંધમાં નાસી ગયા પછી બ્રાહ્મણોને આ વાતની ખબર પડી તેથી તેઓ કંકલ પાસે ગયા અને સુરક્ષિત રહેલી કન્યાઓને લઇ આવ્યા. આ ઉપકારના બદલામાં કંકલની માગણી પ્રમાણે આ વિધિ કરવામાં આવે છે.

---

૧ દ્વારામતિ મહાત્મ્યમાં એવું લખેલું છે કે એક વખતે દુર્વાસા ઋષિ રથમાં બેસી જતા હતા. તે વખતે રથના એક પૈડાની ધરી લક્ષ્મીજીએ થાભી અને બીજા પૈડાની ધરી શ્રી કૃષ્ણે ધરી હતી રસ્તામાં જતાં લક્ષ્મીજીને પાણીની તૃષા લાગી અને તેમના આગ્રહથી શ્રી કૃષ્ણે ત્યાં અંગોઠો જમીનમાં દબાવી પાણી કાઢયું અને એ પાણી લક્ષ્મીજીને પાયું આથી દુર્વાસા ઋષિ ક્રોધે ભરાયા અને લક્ષ્મીજી ઉપર શ્રી કૃષ્ણનો આવા પ્રકારનો અનુરાગ જોઈ બતાવેલા અવિવેકના બદલામાં શાપ આપ્યો કે તમારે બંનેને વિયોગ થશે.

આપણામાં લગ્ન વખતે આઠ ફેરા ફરવામાં આવે છે અને લજ્જા હોમ કરવામાં આવે છે એનો હેતું પણ શ્રીમાળ પુરાણની આખ્યાયિકાને અનુસરીને છે એમ માની શકાય છે આથીજ આપણે અષ્ટમંગલાના ઉપનામથી ઓળખાઇએ છીએ.

આ ઉપરાંત આપણા લગભગ દરેક રીત રીવાજો બીજી જ્ઞાતિઓ કરતાં જુદા હોવાનું જણાય છે. વળી દરેકે દરેક રીવાજનું કંઇ અને કંઇ મહત્વ છે અને તે કોઇપણ કારણોને લઇનેજ ચાલું થએલ છે એમ માની શકાય છે આ બાબતનો વિસ્તારથી ઉલ્લેખ કરવો એ ઉચિત નથી કારણ કે સુધરતા જતા સાંપ્રત સમયમાં જેમ અનેક તરેહના ફેરફારો થતા જોવામાં આવે છે તેમ આપણા સાંસારિક રીતરિવાજોમાં પણ ફેરફાર થએલા જણાય છે કારણ કે શ્રીમાળી બ્રાહ્મણ તરીકે આપણા મુખ્ય દેવ લક્ષ્મીનારાયણ છે અને આપણે લક્ષ્મીનારાયણના ઉપાસક છીએ પરંતુ સમયના વહેવાની સાથે વાતા વરણના બદલાતા સંસ્કારની સાથે અને સ્થળ ભેદના સંસ્કારની સાથે ધર્મભેદ પણ પ્રસરવા પામ્યો છે. આથી કરીને મૂળ રીત રિવાજ માં ફેરફાર થાય એ સ્વાભાવિક છે.

## સ્થાનાન્તર ભેદ.

શ્રીમાળ નગરથાં વસનારા બધા શ્રીમાળીઓ તો ખરાજ, પરંતુ ગામોએ જઇ વસવાથી અથવા તો અમુક કારણોને લઇ શ્રીમાળીઓમાંથી અનેક નામોના રૂપાંતરો થયા છે–ઉપનામ ઉપસ્થિત થયા છે. એવું તો ચોક્કસ રીતે પુરવાર થયું છે કે શ્રીમાળ નગરમાં ૯૦ હજાર શ્રીમાળી વાણીયાઓ અને ૪૫ હજાર શ્રીમાળી બ્રાહ્મણો હતા. બે વાણિયાના ઘર વચ્ચે એક શ્રીમાળી બ્રાહ્મણનું ઘર પળાતું હતું. આ પ્રમાણે વાણીયા અને બ્રાહ્મણો વચ્ચે નિકટ સબંધ હતો. પણ હાલ કાળે કરીને આ સંબંધ પરાપૂર્વ પ્રમાણે નભતો જણાતો નથી. ઓસવાળ વિગેરે વાણીયાઓ શ્રીમાળી બ્રાહ્મણોને ગુરૂ તરીકે માનતા નથી. હાલ ગુરૂ શબ્દનો અપભ્રંશ થઇ ગોર શબ્દ પર્યાયને પામ્યો છે. પ્રચલિત રીતે ગોર–યજમાનના નામથી બોલાય છે. પરંતુ ગોરનો મુળ શબ્દ ગુરૂ છે, અને ગુરૂ એટલે પવિત્ર ઉપદેશ આપનાર સદ્‌માર્ગે પ્રેરનાર–સત્કર્મ કરાવનાર. યજમાન એટલે શિષ્યવર્ગ. શિષ્યવર્ગ ગુરૂનું અને ગુરૂના કુટુંબનું પોષણ કરે એ સ્વભાવિક છે. અત્યારે પણ જૈનો પોતાના ગુરૂ–આચાર્યો, મુનીઓ, અને યતિઓને અન્ન વસ્રથી

પોષે છે. વૈષ્ણવો ગુંસાઇજીના બાળકોને ભેટ ધરાવી પોતાનો ભક્તિભાવ સિદ્ધ કરે છે. શૈવો, સન્યાસીઓને ભિક્ષા આપે છે. સ્વામિનારાયણના આચાર્યોની ગાદી–મંદિર વિગેરેની વ્યવસ્થા સંભાળવાને શિષ્યો અઢળક ધન આપે છે. આ રીતે જે જે પંથના મનુષ્યો છે તેઓ પોતાના પંથના ધર્મગુરૂઓને પોષે છે. શાસ્ત્રોએ પણ મર્યાદા બાંધી છે કે ધર્મગુરૂઓનું કર્તવ્ય બોધ આપવાનો છે અને શિષ્યોનું કર્તવ્ય ધર્મગુરૂઓનું પાલન કરવાનું છે. શ્રીમાળનગરની જાહોજલાલીના કાળે બ્રાહ્મણોજ ગુરુપદે હતા અને તેથી શ્રીમાળી વાણીયાઓએ શ્રીમાળી બ્રાહ્મણોને પોતાના ગુરૂ ઠરાવેલા જણાય છે. એક બીજાના સંબંધની વાત શ્રીમાળપુરાણમાં કહી છે એ વાત ઉપર પણ ધ્યાન આપીએ તોયે જ્યારે બ્રાહ્મણોએ ગુરૂ તરીકે વાણી-યાઓની સેવા ઉઠાવવા પોતાની ઉદાર વૃત્તિને અમલમાં મૂકી ત્યારેજ વાણીયાઓ તેના શિષ્ય–પાળક બન્યા અને વચનથી બંધાયા. આજે આ સંબંધ લગભગ ભુંસાઇ ગયો જણાય છે. સાપ ગયા અને લિસોટા રહ્યા એ કહેવત અનુસાર શ્રીમાળી દશા–વીશા અને પોરવાડ માત્ર પોતાનો સંબંધ સહેજસાજ જાળવી રહ્યા છે. જેઓ જૈનધર્મમાં, ખાસ કરીને દા-ખલ થએલા છે તેઓ તો આ સંબંધ મોટે ભાગે જાળવતા નથી. આ બધો પ્રભાવ ધર્મભેદ, જ્ઞાતિભેદ, કર્મભેદ, વાડાભેદ વિગેરે ભેદોને લઇને છે એમ કહીએ તો ખોટું નથી.

મનુએ મનુસ્મૃતિમાં વર્ણવેલી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચાર જ્ઞાતિ મનુના કાળમાં મુખ્ય હતી એ પણ અનુમાની શકાય છે. કા-રણ કે શ્રીમાળ પુરાણ બતાવે છે કે શ્રીમાળ નગર વસાવ્યા પછી તેમાં જુદે જુદે સ્થળેથી બોલાવેલા ૪૫ હજાર બ્રાહ્મણોએ નિવાસ કર્યો. ૯૦ હજાર વૈશ્યો વસ્યા. વૈશ્યોના ભેદ કે બ્રાહ્મણોના જ્ઞાતિભેદ તેમાં કલ્પ્યા નથી. એ ભેદ તો પાછળથી પડયા છે. શ્રીમાળમાં વસેલા બ્રાહ્મણો શ્રીમાળી કહેવાયા. વાણીયા પણ શ્રીમાળી વાણીઆ ગણાયા. પાછળથી આ એક જ્ઞાતિમાંથી અનેક જ્ઞાતિઓએ સ્થળ ભેદે, નામ ભેદે નામના રૂપાંતરો કર્યાં છે.

## શ્રીમાળ નગર છોડયું.

ઐતિહાસિક તવારીખમાં આપણે ઉપર જોઇ ગયા છીએ કે શ્રીમાળ નગરની પડતીનો સમય લગભગ હજારમા સૈકાથી શરૂ થયો છે અને ક્રમે ક્રમે વ્યાપાર ઉદ્યોગ બંધ થતાં શ્રીમાળ વાસીઓ જુદે જુદે સ્થળે વસવા

જવા લાગ્યા. જેમ વાણીયાઓ અમુક અમુક ભાગમાં વસવા ગયા તેમ તેની પછવાડે તેમણે માનેલા શ્રીમાળી બંધુઓ પણ વસવા જવા લાગ્યા પરંતુ ખરી રીતે તો જ્યારે સાત વર્ષની દુકાળીમાં ગૌતમ ઋષિએ બ્રાહ્મણ બંધુઓને નભાવ્યા અને એજ બ્રાહ્મણોએ સ્ત્રીઓની બુદ્ધિ પ્રમાણે ગૌતમને હલકો પાડવાની પેરવી કરી અને કોઇપણ રીતે પોતાનું હીત સમજી શક્યા નહીં ત્યારે તેમણે મહાલક્ષ્મીજીનીજ અવકૃપા મેળવી. તેનું પરિણામ એ આવ્યું કે ગૌતમે મહાવીર સ્વામી પાસે જઈ દીક્ષા લીધી અને જૈન ધર્મનો પ્રચાર શ્રીમાળ નગરમાં શરૂ કર્યો. [1] બ્રાહ્મણોમાં ફુટફાટ વધી અને તેઓ કર્મ ભ્રષ્ટ થતા ચાલ્યા શ્રી મહા લક્ષ્મીજી સુનંદ નામના વણિકને પ્રસન્ન થયા અને પોતાની ઇચ્છા પ્રમાણે બ્રાહ્મણને ૯ (નવ) લાખ સોના

---

૧ અત્યારે વીર સંવત ૨૪૫૪ ચાલે છે. શ્રીમાળ નગરમાંના એક દસ્તાવેજ ઉપરથી ૧૧ મા સૈકામાં જૈન ધર્મની પ્રવૃતિ શ્રીમાળ નગરમાં થઈ હોય એમ જણાય છે. જૈન ધર્મ એ પહેલાં ગુજરાતમાં સારી રીતે પ્રસરેલો હતો ૮૦૦ ના સૈકામાં વનરાજને ઉછેરનાર સુરગુણસુરી નામના જૈન યતિ હતા. સિદ્ધરાજના સમયમાં પાટણમા જૈન મત્રીઓનો કારભાર હતો કુમારપાળના સમયમાં જૈન ધર્મ ગુજરાતમાં કેન્દ્રસ્થાને પહોચ્યો હતો હેમાચાર્યનો પ્રભાવ અને યોગ બળની શકિત અથાગ જણાયાં છે. કુમારપાળના રાજ્યતત્રમાં એમનુંજ વર્ચસ્વ હતું પરંતુ શ્રીમાળ નગરમાં આ સમયે જૈન ધર્મનું પ્રબળ નહોતું એમ જણાય છે. એકંદર રીતે જોઇએ તો શ્રીમાળ નગરના પડતીના કારણોમા આ પણ એક કારણ છે. જૈન ધર્મનો પ્રચાર શ્રીમાળ ક્ષેત્રમાં થયા પછીજ શ્રીમાળના વિધાતા કુળદેવી મહાલક્ષ્મી પાટણ પધાર્યાં છે. શ્રીયુત એમ. એલ. શર્મા પોતાના લેખમાં શ્રીમાળ નગરમાં જૈન ધર્મના પ્રચાર માટે લખતા યોગ્ય દલીલ સાથે એવું પુરવાર કરે છે કે શ્રીમાળમાં જૈન ધર્મ પ્રસરેલાની વાત માનવા જેવી નથી કારણ કે ઇતિહાસકારોએ આ દિશામાં જોઇએ તેટલું અજવાળું હજુ પાડ્યું નથી તેમ જૈન લેખકો ગૌતમ બુદ્ધ અને શ્રીમાળ પુરાણમાં વર્ણવેલા ગૌતમમાં જુદાપણુ દર્શાવે છે, ખરી રીતે તો મુખ્ય ગૌતમ એકજ છે એ બ્રહ્માનો પુત્ર કહેવાય છે અને યુગેયુગે તેઓ ચિરંજીવ છે. ગૌતમ ઘણા થયા કહેવાય છે અને એ માટે જુદા જુદા વિદ્વાનોનો જુદો જુદો મત છે જો આપણે આ ગૌતમને અને જૈન ધર્મને કાંઇ સંબંધ નથી એમ માનીએ તો શ્રીમાળ પુરાણમાં કથાએલી ભીનમાળની ભવિષ્ય વાણી જુઠી પડે છે. પુરાણો અને શ્રીમાળ પુરાણ કયારે લખાયા એની ભીન્ન ભીન્ન દૃષ્ટિએ તપાસ લઇએ તોપણ શ્રીમાળ પુરાણમાં કળિયુગમાં શ્રીમાળ નગર ભીન્નમાળના નામે ઓળખાશે અને શ્રી મહાલક્ષ્મીજી વણિકને ત્યાં વેચાઇ પાટણ પધારશે આ આખ્યાયિકા આ બનાવ બન્યાની પુર્વે સૈકાઓ પહેલાં લખાએલી હકીકત છે એ તો સિદ્ધજ છે.

મહોર અપાવી શ્રીમાળમાંથી પાટણ જવાને માટે ભારદ્વાજ ગોત્રના એક બ્રાહ્મણની આજ્ઞા મેળવી. જોકે આ બનાવથી બીજા બ્રાહ્મણો નીરાશ થયા અને દેવીની સ્તુતિ કરવા લાગ્યા પરંતુ દેવીએ પોતે જણાવ્યું હતું કે અહિં કળિયુગને પ્રભાવ શરૂ થઇ ગએલો છે અને મારે પોતાને સુનંદને વર આપ્યા પ્રમાણે પાટણ જવાની ઇચ્છા છે એટલે તમો પણ જ્યાં તમને અનુકુળ પડે ત્યાં જાઓ. તમે જ્યાં જશો ત્યાં, જ્યાંસુધી મારૂં સ્મરણ પૂજન વિગેરે કરશો તમો તમારા બ્રહ્મકર્મને છોડશો નહિ: મારા ઉપર શ્રદ્ધા રાખશો ત્યાં સુધી હું તમારૂં શ્રેય કરીશ.[૨] આ પ્રમાણે વરદાન આપી દેવી સુનંદ વણિકની સાથે વિક્રમ સંવત ૧૨૦૩માં વૈશાખ સુદી અષ્ટમીના દિવસે પાટણમ પધાર્યા છે. દેવી પાટણમાં પધાર્યા પછી બ્રાહ્મણો પણ શ્રીમાળમાં રહેવાનુ ઉચિત ન લાગવાથી જુદા જુદા વિભાગોમાં વસવાટ કરવા નીકળી પડયા શ્રીમાળી વણિકોની સાથે સંબંધ ગાઢ હોવાથી વિશેષ ભાગે શ્રીમાળ નગરન વણિકોના વસવાટની સાથે શ્રીમાળી બ્રાહ્મણો પણ વસવા ગયા. એમ કહેવાય છે કે ૪૫ હજારની સંખ્યામાથી લગભગ ૧૫ હજારની સંખ્યા ગુજરાત તરફ વસવા આવી અને ગુજરાતનું પાટનગર અણહિલપુર પાટણ પોતાનું મૃખ્ય મથક બનાવ્યુ. ૧૫ હજારની સંખ્યાનો બીજો જથ્થો માળવા અને મેવાડના વિભાગોમાં પ્રસર્યો. ત્રીજો ૧૫ હજારનો જથ્થો રજપુતાના ( મારવાડ ) માં જુદે જુદે સ્થળે જઇ વસ્યો અને જોધપુરમ મૃખ્ય મથક બનાવ્યું ભીન્નમાળના પરિવર્તનની સાથે આપણું પણ પરિવર્તન થયું.

---

भो भो विप्राश्च भोलोका मा शोकं कुरुता त्रवै ।
श्रीमालवासी लोकस्तुमम भक्ति करिष्यति ॥
मया च पूरितो विप्रायुष्मान्नै पुर्जयिष्यति ।
* * * * *
येपु कार्येषुमां पुत्राः स्मरिष्यथ यदा यदा ।
तदा तदा च तत्कार्यं पुरयिष्येह्म संशयम् ॥

હે બ્રાહ્મણો ! હે લોકો ! તમો અહિં શોક મા કરો. શ્રીમાળના રહીશ લોકો મારી ભક્તિ કરશે તો હું એમના મનોરથ પૂર્ણ કરીશ તે લોક તમો પૂજશે.

હે પુત્રો ! જ્યારે જ્યારે જે જે કાર્યમાં ( મારૂ ) સ્મરણ કરશો ત્યા ત્યારે તે કાર્ય સંશય વિના પુર્ણ કરીશ.

શ્રી. પુ. અ. ૭૫ શ્લો. ૨૧-ને-૨૪

## અણહિલપુર પાટણ અને શ્રીમાળી બ્રાહ્મણો.

એ સમયમાં એટલે તેરમા સૈકામાં અણહિલપુરની વિખ્યાતી દેશના ચારે ખુણામાં પ્રસરી રહેલી હતી. ગુર્જરેશ્વર સિદ્ધરાજનો પ્રભાવ અન્ય રાજાઓને થથરાવી રહ્યો હતો. લક્ષ્મીનું અને શોભાનું કેન્દ્રસ્થાન અણહિ-હિલપુર બન્યું હતું. અણહિલપુરનો વિસ્તાર અને વસ્તી વિશાળ હતાં. આજે પાટણથી સરસ્વતી નદી બહુ દૂર છે પરંતુ એ સમયે ગામની ભાગોળેજ હતી. સહસ્ત્રલિંગ તળાવ રાણીની વાવ રાણીનો મહેલ અને અન્ય જુનાં ખંડિયેરો અણહિલપુરની જાહોજલાલી આજે પણ બતાવી રહ્યાં છે. એ વખતે જે દશા ભિન્નમાળની થઇ એજ દશા આજે પાટણની છે. હાલનું પાટણ નવું ગણાય છે. જુના પાટણનાં થોડાંક અવશેષો શેળ-ભેળ થઇ ગયાં છે. મહા લક્ષ્મીજીનું મંદિર ત્રિપોળીયા પાસે આવેલું છે. મંદિર બેઠી બાંધણીનું છતાં વિશાળ અને સુંદર છે. જો કે આ મંદિર મૂળ મંદિર નથી. મૂળ મંદિરતો પડી ગએલું હતું પરંતુ માતાજીએ વડો-દરા રાજ્યના દક્ષણી દિવાન બાબા રૂગનાથને સ્વપ્નું આપ્યાથી તે તેમણે ફરીને બંધાવેલું છે. મૂર્તિ અસલ ચંદન કાષ્ટની છે. તેમના ઉપર ચાંદીનું મોરૂં વડોદરા રાજ્યના દિવાન તરફથી બનાવવામાં આવ્યું હતું. પરંતુ તે માતાજીના ના મરજીને લીધે બરાબર માપ સર થઇ શકયુ નહિં. મા-તાજીનો વહીવટ વાણીયાઓને હસ્તક છે છતાં માતાજીનો પુજારી શ્રીમાળી જ્ઞાતિનું કામ કરે છે. જગત્સ્વામીની મૂર્તિ એટલે સૂર્યની મૂર્તિ, જે ભી-ન્નમાળથી લાવવામાં આવી છે તે માતાજીની એક બાજુએ મંદિરમાં પધ-રાવવામાં આવી છે. આ મૂર્તિ ચંપાના કાષ્ટની છે તેની રોજ પુજા થતી નથી. તેમ તેના ઉપર જળ પણ ચડતું નથી ફક્ત તેના બાર મહીને વસ્ત્રો બદલવામા આવે છે. આસો સુદ અષ્ટમીના રોજ શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિ તરફથીજ બદલવામાં આવે છે. જૈન પોરવાડ સોની વિગેરે માતાજીના દર્શને આવે છે અને જુના સમયથી ચાલતા આવેલા કરો હજુ પણ કરે છે. રાજ્ય તરફથી વર્ષાસન મળે છે અને તે પાંડે નામના પુજારીઓને આપવામાં આવે છે. ધૂપ દીપ વિગેરે તેમાંથી થાય છે. માતાજીની મૂર્તિ પ્રભાવશાળી અને આકર્ષક છે.[1]

---

૧ આ મૂર્તિનો ફોટો લેવાને માટે ઇચ્છા હતી પરંતુ પ્રયત્ન કરતાં આ ફોટો લેવાની માતાજીની ઇચ્છા નથી. અગાઉ બે ત્રણ વખત ફોટો લેવામાં આવ્યા છતાં ફોટો આવ્યોજ નથી તેથી આ પ્રયત્નમાં માતાજીની ઇચ્છાને આ-ધીન થવું પડયું છે.

## ગૃહસ્થાઇનો પવન.

પાટણમાં વસવા પછી પાટણના રાજ્ય વૈભવનો તેમજ પાટણમાં વસતી શ્રીમંત પ્રજાઓના સહવાસથી આપણી જ્ઞાતિના બંધુઓમાં પણ ગૃહસ્થાઇ બતાવવાનો પવન શરૂ થવા લાગ્યો ધીમે ધીમે નાગરોના સહવાસમાં આપણા ભાઇઓ વધારે આવવા લાગ્યા અને તેમની મનોવૃત્તિ બદલાવા લાગી. યજમાનનું કાર્ય કરવું અથવા પરાશ્રયે જીવન નીભાવવું એ હીણપદ ભર્યું ગણાવા લાગ્યું. આથી કરીને ઘણા કુટુમ્બો સ્વતંત્ર ધંધે લાગવા માંડયા. કેટલાકોએ રાજ્યમાં નોકરીઓ પણ સ્વીકારી. થોડાક કુટુમ્બો જે બહુ પૈસાપાત્ર હતા તેઓએ દેશાવર ખાતેની વ્યાપારની પેઢીઓ સ્થાપી. જેમ જેમ વખત આગળ વધતો ગયો તેમ તેમ ધંધાની અને નોકરીની સગવડતા પ્રમાણે કચ્છ અને કાઠીયાવાડ તથા ગુજરાતના અન્ય ભાગોમાં શ્રીમાળી બ્રાહ્મણ બંધુઓએ વસવા માંડયું. જેમાંના મોટા બે જથ્થા. ધોળકા અને હળવદ તરફ વસવા ગયા. એમ સંભળાય છે કે જે ભાઇએ નવ લાખ સોના મહોર લઇ માતાજીને ભિન્નમાળ છોડી પાટણ આવવાની રજા આપી તે ભાઇ પાટણમાં આવી વસેલા હતા તેમને પાટણવાસી જ્ઞાતિબંધુઓ તરફથી પ્રસંગોપાત કનડગતો કરવામાં આવતી હતી તેથી આ ભાઇ પોતાનું કુટુમ્બ લઇ પાટણથી ત્રણ ગાઉ ઉપર આવેલા કુણઘેર[1] નામના ગામમાં જઇ વસ્યા ત્યારથી તે કુણઘેરા ઓઝાના નામથી ઓળખાય છે. તેમનો વંશ વેલો લાંબો ચાલ્યો છે અને ગુજરાત કાઠીયાવાડના કોઇ કોઇ ગામમાં તે વસે છે. પાટણ એ અસલ વિદ્વાનોનું સ્થાન હતું અત્યારે પણ કોઇ કોઇ વિદ્વાનો છે. ગાધે વંશનું અયાચી કુટુમ્બ લગભગ પેઢી દર પેઢી વિદ્વાન પંક્તિમાં ગણાતું આવ્યું છે. એ કુટુમ્બના વડવાઓએ જ્યારથી યાચવાનું બંધ કર્યું ત્યારથી તે અયાચી નામથી સંબોધાય છે. આજે તો પાટણમાં બસેંજ ઘર છે જેમાંનો મોટો ભાગ યજમાન વૃત્તિ ઉપરજ નભે છે. કેળવણીનો અભાવ અને જ્ઞાતિના શેઠીયાઓના[2] સ્વાર્થીયપણાથી આ-

---

૧ કુણઘેર ગામમાં અત્યારે પણ એક વાવ છે તે તે ઓઝાની વાવને નામે ઓળખાય છે એ ગામ ઘણું મોટું હતું અને ત્યાં આપણી જ્ઞાતીનાં ઘણાં કુટુમ્બો રહેતાં હતાં.

૨. શ્રી શુ મે ૧૯૮૫ ના અંકમાં ખેરાળુવાળા ત્રવાડી ધનેશ્વર ચંદ્રેશ્વરના કહેવા મુજબ જણાવવામાં આવ્યું છે કે પાટણમાં અસલ ૧૪૦૦૦ જ્ઞાતિ બંધુઓનો વસવાટ હતો. અને મૂખ્ય સાત પાંખીઓ હતી અને મુખ્ય સાત પટેલો હતા

૧. ત્રવાડી અચળેશ્વર રેવાદાસ તેના વંશજ નળીયા કોઠારા (કચ્છ)માં રહે છે.
૨. શંકર આત્મારામ તેના વંશજ હજુ પાટણમાંજ છે.

પણી જ્ઞાતિની ઉન્નતિના વાયરા હજુ પાટણમાં વાવા પામ્યા નથી તેમ ભવિષ્યોદયની પ્રગતિને પંથે પાટણવાસી જ્ઞાતિબંધુઓ ચાલવામાં હજુ પછાત છે. એકંદરે પાટણના પતન થવાની સાથે આપણી જ્ઞાતિની પરિસ્થિતિ પણ અસલના જેવી પાટણમાં નથી. પાટણના વણિકો ધંધાર્થે બુરહાનપુર બાલાપુર, ખાનદેશ વિગેરે સ્થળોએ જઇ વસ્યા તેની સાથે તેમના આશ્રિત શ્રીમાળી બ્રાહ્મણ બંધુઓ પણ જઇ વસેલા છે. છેલ્લા બસો ત્રણસો વર્ષની અંદર પાટણનો મોટો ભાગ પાટણ છોડી જુદે જુદે સ્થળે જઇ વસેલો છે. ગુજરાતમાં ભિન્નમાળથી પહેલા પાટણમાં આવ્યા અને મહાલક્ષ્મીજી પણ પાટણ પધાર્યા એટલે પાટણનું મહત્વ વધારે ગણાય છે.

## ધોળકા.[1]

જે વખતે ભીન્નમાળમાંથી આશરે ૧૫૦૦૦ નો જથ્થો ગુજરાત તરફ વસવાટ કરવાને આવ્યો અને તેમાંનો મોટો ભાગ પાટણમાં સ્થીરતા કરી

---

૩. ત્રવાડી સદાશીવ નાગજી માંકડીયા તેના વંશજ ધોળકામાં છે.

૪. ઓઝા સુંદરજી વેલજી સોપારા તેના વંશજ ધ્રાંગધ્રામાં છે

૫. ત્રવાડી પ્રાગજી પ્રેમજી તેમના વંશજ માંડવી (કચ્છ) માં છે.

૬. રઘરામ આત્મારામ અને

૭ ઓઝા આણંદરામ મંચ્છારામ તેઓના વંશમાં કોઈ નથી.

* સંવત ૧૩૬૦ ની સાલમાં અલ્લાઉદ્દીને પાટણ પર ચઢાઈ કરી સર કર્યું. અને પાટણના શ્રીમંતોના ઘરબાર લુંટયા તથા હીંદુ મૂર્તિઓ ભ્રષ્ટ કરી આ વખતે ભીન્નમાળથી લાવેલા મહાલક્ષ્મીજીને ગુપ્ત સ્થળે રાખેલા તથા શ્રીમંત વાણીયાઓ દેશાવર નાસી ગયા તેમ આપણા જ્ઞાતિભાઈઓ પણ મોટા જથ્થામાં જુદે જુદે સ્થળે રહેવા નીકળી ગયા. શાંતિ થયા પછી મહાલક્ષ્મીજીને સાધારણ જગ્યામાં પધરાવેલા ત્યારબાદ ગાયકવાડી દીવાને ઉપર જણાવ્યા પ્રમાણે મંદિર બંધાવેલું છે. પાટણમાંથી આપણી જ્ઞાતિ અન્ય સ્થળે વસવાટ કરવા જવાના કારણમાં આ કારણ મૂખ્ય છે.

૧. ધોળકા એ ઘણું પ્રાચીન શહેર છે પાંડવોના સમયમાં તે વૈરાટનગરના નામથી ઓળખાતું હતું. અત્યારે ધોળકાનો કીર્તિ કૌમુદિ નામે જે ઇતિહાસ બહાર પડયો છે તેમાં ધોળકા સંબંધી ઘણી જાણવા જેવી હકીકત આપેલી છે વચમાં તે મુસ્લીમ રાજ્યકર્તાઓના હાથમાં આવ્યું હતું અને ઈસ્લામીઓનું જોર વધારે હતું ધોળકાનો વિસ્તાર હતો પણ આજે તો તે ખંડિયેરોના અવશેષોથી દ્રષ્ટિગોચર થાય છે.

કુમારપાળના સમયમાં સોલંકી સરદાર ધવલપ્રસાદે ધોળકા વસાવી ત્યાં પોતાની સત્તા જમાવી હતી એમ કહેવાય છે કે આજ સ્થળે પતન પામેલું અસલનું વૈરાટ નગર હતું

રહ્યો હતો ત્યારે કેટલોક ભાગ ગુજરાતના અન્ય સ્થાનોમાં પ્રસર્યો હતો. ફક્ત જુજ સમય પાટણમાં રહેવા પછી મોટા બે જથ્થા ધોળકા અને હળવદમાં જઇ વસ્યા હતા. ધોળકામાં આ વખતે વાઘેલા વંશના રાજ્યકર્તાઓનું રાજ્ય ચાલતું હતું. રાજા વીરધવળ સુધી ધોળકાનું રાજ્ય અણુહિલપુર પાટણના આશ્રય નીચે હતું પણ રાજા વિશળદેવે ઇ. સ. ૧૨૪૩ માં પાટણના રાજા ત્રિભોવનપાળ સાથે યુદ્ધ કરી સ્વાતંત્રતા મેળવી હતી. એટલે ઇ. સ. ૧૩૦૦ ના સૈકાની આખરમાં જ ધોળકામાં આપણા જ્ઞાતિભાઇઓનો વસવાટ થયો ગણી શકાય આગળ એમ કહેવામાં આવ્યું છે કે ભીન્નમાળની વિદ્યાશાળાના વિદ્યાર્થીઓ ધોળકા અભ્યાસ માટે ગયા હતા. પણ એ મુદત વ્યાજબી જણાતી નથી. એ સમયમાં ધોળકામાં એવી કોઇ વિદ્યાશાળા નથી જાણવામાં આવી તેમ ધોળકાની જાહોજલાલી પણ એટલી બધી ન હતી. મહાલક્ષ્મીને લઇ ભીન્નમાળથી મોટો જથ્થો પાટણમાં આવ્યો છે. એ પહેલાં ગુજરાતના બીજા ભાગોમાં આપણી જ્ઞાતિનો વસવાટ થયો હોય એવું જાણવામાં આવતું નથી. આ વખતે ધોળકામાં આશરે ૭૦૦ કુટુમ્બોનો જથ્થો આવી વસ્યો હતો. જો કે ધોળકાની પૂરી જાહોજલાલી આ વખતે નહોતી તો પણ ગુજરાતના મુખ્ય શહેરો પૈકીનું ધોળકા ગણાતું હતું. ધોળકાની વસ્તી અને ક્ષેત્રફળ પણ વિશાળ હતાં. આપણા જ્ઞાતિભાઇઓ ધોળકામાં જઈ, ધોળકાની એકજ તરફ એટલે શહેરની પશ્ચિમ દિશાએ તદ્દન છેવાડા ભાગમાં એકજથ્થે જઇ વસ્યા હતા. જે બ્રાહ્મણપીઠના નામથી ઓળખાય છે. જેમ જેમ ધોળકામાં આપણા જ્ઞાતિબંધુઓનો વસવાટ દૃઢ થતો ગયો તેમ તેમ પ્રસિદ્ધિ પણ વધતી ગઈ. ધોળકામાં ઇસ્લામીઓનું જોર એ વખતે વધારે હતું. તો પણ એ લોકો ભાઇચારાથી વર્તતા હતા. એ વખતના આપણા બંધુઓ શરીરે કદાવર, મજબુત, અને નિડર હતા. તેઓમાંના કેટલાકો તો શૂરવીર યોદ્ધાઓની માફક ઝળકી રહેતા હતા. તેમની વિદ્વતા કર્મકાંડ અને આચાર વિચાર પણ એવા શુદ્ધ અને ધાર્મિક હતા કે તેમના તરફ અન્ય પ્રજા ઉચ્ચ માનની દૃષ્ટિથી જોતી હતી. ધોળકે જે જથ્થો આવેલો તે સામવેદીનોજ હતો, સમયના વધવાની સાથે સાંપ્રત વાતાવરણમાં રહેવાથી અને નાગર જેવી વૈભવશાળી કોમના સહવાસમાં આવ્યાથી તેમજ રાજ્યકારભારમાં અનુભવી થવાથી ધીમે ધીમે શ્રીમંતાઇનો અને વૈભવનો શોખ ધોળકા નિવાસી બન્ધુઓમાં વધવા લાગ્યો. કોઇએ રાજ્યકારભારમાં માથું માર્યું તો કોઇએ વેપાર ખેડવા માંડયો. કોઇએ નોકરી કરવી શરૂ કરી તો કોઇએ

ગરાસ ઉપર નભવા માંડયું. મોટા ભાગે યજમાન વગેરેનું કાર્ય કરવું છોડી દીધું. આ વખતે લગભગ બધા કુટુમ્બો સુખી હતા અને તેથી ઓછા વધતા પ્રમાણમાં સર્વેએ આજુબાજુના નાના તાલુકદારો વગેરેની જમીનો ગરાસમાં રાખેલી હતી. કોઇ કોઈ બંધુઓ તો વખત પ્રસંગે ગામો પણ ઇજારે રાખતા હતા. આજે જો કે ધોળકામાં ઉપર જણાવેલા કુટુમ્બોની વિશાળ વસ્તી નથી તોપણ જે કુટુમ્બો વસે છે તે મોટે ભાગે સુખી અને ગરાસદાર છે.

ધોળકામાં વસવાટ કર્યાને આજે લગભગ ૭૦૦ વર્ષો થયાં ગણાય છતાં જાણવા જેવી કંઇક હકીકત છેલ્લા ૨૦૦ વર્ષેથી જણાય છે. જેમ ધોળકાવાસીઓમાં શ્રીમંતાઇ વધતી ગઇ તેમ વિચારોની પણ ફેર બદલી થતી ગઇ. પોતપોતાના દીકરા દીકરીઓના લગ્ન કરવાની વ્યવસ્થા પણ કરવાની તેમને જરૂર જણાઇ. વળી ગુજરાત, કાઠીયાવાડ, કચ્છ, વિગેરેના જ્ઞાતિ ભાઇઓની સાથે સમાગમમાં અવાય અને વ્યવસ્થિત રીતે જ્ઞાતિની વ્યવસ્થા સચવાય એવા ધોરણ ઉપર દેશ બાંધવાની વ્યવસ્થા પણ કરવામાં આવી. કારણ કે મારવાડ છોડયાને ઘણો લાંબો સમય થઇ ગએલો એટલે ભાષા ફેર, પહેરવેશ ફેર અને આચાર વિચાર ફેરમાં, બહુ દુરનો સંબંધ સાચવી શકવો મુશ્કેલ થઇ પડે એ સ્વાભાવિક છે.

ધોળકામાં વસનારા આપણા જ્ઞાતિબંધુઓ શ્રીમંત અને સુરવીર હતા. એમ કહેવાય છે કે એક સમય એવો હતો કે ઘણાંક ભાઇઓ સોનાની મઢેલી ચાખડી ઉપર ચઢી શીવપુજન કરવા જતા હતા.[1] ધોળકામાં થએલા મોટા દેશ તેડાઓ ઉપરથી આ વાતને કાંઇક સત્ય માની શકાય છે પડી ગએલા મકાનોના ખંડિએરો જ્યારે જોવામાં આવે છે ત્યારે તેની વિશાળતા અને મજબુતીથી ઉપરોક્ત કથનને સાબિતી મળે છે. અત્યારે પણ જે જુની ઢબની હવેલીઓ મોજુદ છે તેની બાંધણીથી તે રાજગઢની હવેલીની આગાહી આપે છે. કુબેરજીનું ભવ્ય શિવાલય, રણછોડજીનું મંદિર અને હવેલી લક્ષ્મીનારાયણનું મંદિર, ત્રવાડીની વાડીઓ વગેરે જેવા મહાન સ્થાનો હજુ પણ ધોળકાની ગૌરવભરી જાહોજલાલીની યાદ આપી રહ્યા છે. ઓઝાફળીયું ત્રવાડીવાસ અને રઘુરામ ભાઉ તથા પાટવાળાના લત્તાના અવશેષો આજે પણ ધોળકાને આપણી જ્ઞાતિના ગુજરાત, કાઠીયાવાડના પાટનગર ઉપનામ મળેલું સાર્થક કરાવી રહ્યા છે. હજુએ ધોળકામાં ૩૫૦

૧ ૬૪ ચાખડીઓવાળા એમ હજી પણ ઘણે ઠેકાણે બોલાય છે.

ઉપરાંત નામા નોતરા હોવાનું જણાય છે. ધોળકાનું જ્ઞાતિ બંધારણ પણ આજે એ વખાણને પાત્ર તો છેજ.

જાણવામાં આવ્યા પ્રમાણે તેરમા સૈકામાં ધોળકામાં વસવાટ કરેલો હોવા છતાં બહુ લાંબા સમયની વજનદાર હકીકત મળી શકતી નથી. છેલ્લા બસો અઢીસો વર્ષની અંદરની હકીકતો મળવા પામી છે. જેમ ધોળકામાં જઇ વસવાટ કર્યો તેમ ધોળકામાંથી અન્યગામોમાં વસવાટ થવા લાગ્યો અને અન્યગામોમાંથી ધોળકામાં પણ કોઇ કોઈ કુટુંબો આવી વસવા લાગ્યા. લગભગ બસો વર્ષ ઉપર ધોળકામાં એક સાથે ચાર મોટા કુટુંબો વાસ કરી રહ્યા હતા કે જેમણે આપણી જ્ઞાતિમાં મહત્તા વધારવાની સાથે દેશભરમાં પણ નામના મેળવી જ્ઞાતિને શોભાવી છે. આ ચાર કુટુંબો નીચે પ્રમાણે હતા.

(૧) શયા ઓઝામાં મહાદેવ કાશીરામનું કુટુમ્બ વિખ્યાતી પામેલું ગણાયું છે. તેઓ લગભગ દોઢસો પોણાબસે વર્ષો ઉપર થઇ ગયા છે. તેમની શરાફી દુકાનની પેઢીઓ કાશીના ઝાંપા સુધી ચાલતી હતી. તેમના કુટુમ્બો આજે ઉત્તરોત્તર સારી સ્થિતિમાં છે. રા. પ્રાણશંકર શિવશંકર ઓઝા તેમજ રા. જેશંકર મગનલાલ વકીલ એઓ એમના વંશમાં અત્યારે ધોળકામાં આગેવાન પંકિતમાં ગણાય છે.

(૨) ત્રવાડી નારણજી ડોસાનું કુટુમ્બ પણ આશરે દોઢસો વર્ષો ઉપર થઇ ગએલું છે. તેમના વંશજ રઘુરામ ભાઉના નામથી ઓળખાય છે. તેમના વંશમાં આજે માસ્તર બાળકૃષ્ણ પુરૂષોત્તમ જ્ઞાતિ ઉન્નતિના કાર્યમાં સારો ભાગ લઇ રહ્યા છે.

(૩) ત્રવાડી નંદ કેશર વલ્લભનું કુટુમ્બ પણ ઉપરના કુટુમ્બીઓનીજ સાથે લગભગ થએલું છે એમ કહેવાય છે કે તેઓ અમદાવાદથી ધોળકે આવી વસ્યા હતા. શરાફી અને ધીરધારનો ધંધો કરતા હતા અને તેમના વંશમાં અત્યારે કોઇ નથી.

(૪) ઓઝા આણંદરામ રૂપરામ આ કુટુમ્બ પણ ઉપરોક્ત કુટુમ્બોનું સમકાલીન ગણાય છે તેઓ ધીરધારનો ધંધો કરતા હતા અને તેમના વંશમાં આજે રા. ગજાનન ભાઇશંકર મૂખ્ય પુરૂષ છે.

ઉપરોક્ત કુટુમ્બો સારી રીતે જાણીતા થઇ ગયા છે પરંતુ તે પછી થોડીજ મુદતે ત્રવાડી કલ્યાણજી શીવસનું કુટુમ્બ પણ નામચીન થએલું

છે. તેમની શરાફીની દુકાન ચાલતી હતી તેમજ તેમણે પણ શિવલિંગ પધરાવેલું છે. તેમના વંશના રા. છોટાલાલ નાનાભાઇ વિગેરે નાના મુળજીના નામથી ઓળખાય છે. તેમજ બાવલ ઓઝા પણ પ્રસિદ્ધ વેપારી થઇ ગયા છે. તેમને શરાફીની પેઢી હતી અને તેમને ત્યાં ચોઘડીયા વાગતા હતા એમ કહેવાય છે હાલ એમના વંશમાં કોઇ નથી. જ્યારે ઓઝા મહાદેવ કાશીરામની શાખ, નાણાવટીના ધંધાને લઇને સારા હિંદુસ્તાનમાં પ્રસરી હતી ત્યારે નંદકેશર વલ્લભ અને નારણજી ડોસાના કુટુમ્બોએ ધીરધાર અને ગરાસ મેળવી તેમજ ધર્મકાર્યથી જ્ઞાતિમાં નામના મેળવી હતી. નંદકેશર વલ્લભે શ્રી કુબેરજીનું ત્રણ શીખરવાળું હજારો રૂપીઆના ખર્ચે કુબેરજીનું મંદિર બ્રાહ્મણ પીઠના મધ્ય ભાગમાં બંધાવેલું હતું જે આજે પણ મોજુદ છે. જેની એક બાજુ રણછોડજીની અને બીજી બાજુ લક્ષ્મીજીની મૂર્તિ છે. વિષ્ણુની મૂર્તિ નીચે એક લેખ છે.

ॐ रणछोडजीनी मुहर्ति सं. १८५६ शाके १८२२ प्रवर्तमाने वैशाख शुदी ३ रवीवासरे नंदिकेश्वर वल्लाभ सुत गोविन्दराम त० भगवानजी त० विश्वेश्वर त० नारायणजीना भ्रात गणेशजी. ॥

વચલા ચંડમાંના શીવલીંગની જળાધારી ઉપર આ નીચે લખેલા અક્ષર કોતરેલા છે.

॥ ॐ **कुबेरेश्वराय नमः** ॥

संवत १८ अषाडादि ५६ शाके १७२१ प्रवर्त्तमान माघ मासे शुक्लपक्षे ६ भृगुवासरे त्रा० नदकेश्वर वल्लभसुत गोविन्दराम त० भगवान त० विश्वेश्वर देवालय कराव्युं छे ॥

त्रा० नारायण भगवानजी

पाषाणभाषात गणेशजी

જમણી બાજુના મંદિરમાં શિવલિંગની જળાધારીમાં નીચે લખેલા અક્ષર કોતરેલા છે.

ॐ नंदिकेश्वराय नमः त्रा० विश्वेश्वर नंदिकेश्वर.

એમ પણ કહેવાય છે કે બાવન ચોરાનો દેશ પણ આજ સમયમાં ધોળકામાં બંધાયો છે. સૌથી પહેલાં ત્રવાડી નંદકેશ્વરવલ્લભે દેશને નિમંત્રી સોનાના પુતળીયાં આપ્યાં હતાં.[1] આ પછીજ દેશ તેડાનો રિવાજ ચાલુ થએલો કહેવાય છે.

---

૧ આ સમયે ચાલતો સોનાનો સિક્કો.

આ પહેલાં કન્યા આપવા લેવા દેવાની વ્યવસ્થા કરવાને તેમજ શ્રીમંત કુટુમ્બોએ પોતાનો મોભો જાળવવાને તેમજ સમાન કુટુમ્બોમાં કન્યાઓની આપ લે થઇ શકે એવા હેતુસર એ સમયના વિચારણીય દીર્ઘદર્શીય પુરૂષોએ **કળીયણ મંડળી** સ્થાપિત કરી કહેવાય છે. તેમા બંધારણમાં માત્ર પડલા તરીકે રૂપીયા ૧૦૧) તથા રૂ. ૨૫) સાડીના અને રૂ. ૧૧) અંગુઠા માંડવાના મળી રૂ. ૧૩૭) લેવા દેવાનું ધોરણ ઠરાવેલું હતું. જે યદ્યાપિ પર્યંત ચાલુ છે. આ પડલું સ્ત્રી ધન ગણાય છે અને તે વખત પ્રસંગે તેના પુત્રના ઉપયોગમાં લઇ શકાય છે. આ સમયે જે જે કુટુમ્બો આ મંડળીમાં ભળ્યા હતા તેઓ બધા **કળીયન કુલીન**ના નામથી ઓળખાવા લાગ્યા. આજે પણ ઉત્તરોત્તર એ કુટુમ્બીઓ પોતાના વડિલોના બંધારણ પ્રમાણે આપલે કરે છે- આ બંધારણ જ્ઞાતિહિતની દૃષ્ટિએ ઘણું સારૂં છે અને તેથી જ્ઞાતિને મોટા ભાગે ફાયદો થયો છે એમ કહેવામાં અતિશયોક્ત નથી પરંતુ આ મંડળીમાં લાયક કુટુમ્બોને ભેળવવાના દરવાજા બંધ કરી મોટે ભાગે સંકુચિત પણું દર્શાવવામાં આવ્યું છે એથી જ્ઞાતિના ઘણા કુટુમ્બોને સોસવું પડયું છે અને પરિણામ વિવાદાસ્પદ નિવડયું છે. એમ પણ માની શકાય છે કે આ મંડળી સ્થાપનાર મૂળ પુરૂષોનો ઉદ્દેશ સંકુચિત નહિં હોય પરંતુ ક્રમે ક્રમે સમય જતાં સંકુચિત પણું દાખલ થવા પામ્યું હશે.

ધોળકામા જ્ઞાતિબંધુઓનો વસવાટ મોટે ભાગે ગોત્ર પ્રમાણે જથ્થાવાર ગોઠવાએલો જણાય છે કુબેરજીના દરોથી પૂર્વ દક્ષિણ તરફ ઓઝાના કુટુમ્બ અને કૌશિક ગોત્રીઓ વસેલા છે તે ઓઝા ફળીયાના નામથી ઓળખાય છે. એ બધા શયા ઓઝા કહેવાય છે. પશ્ચિમ, ઉત્તર, તથા દક્ષિણના ભાગોમાં ત્રવાડી કુટુમ્બ રહે છે. તેનું મૂખ્ય સ્થાન પાટના નામથી ઓળખાય છે જયાં બધા ભારદ્વાજ ગોત્રીઓ રહે છે. સનકસ ગોત્રી ઓઝાઓ અને પારાસર ગોત્રીઓ છુટક. છુટક વસતા હતા. જયારે ધોલેરા અને ખંભાત બંદરો તુટયાં ત્યારે ધોળકાનો વ્યાપર પણ તુટવા માંડયો. તેની સાથે આપણી જ્ઞાતિનું જોર પણ તુટવા માંડયું. ધોળકામાં વસનારો ઘણો ભાગ કાઠીયાવાડમાં ભાવનગર, વઢવાણ, વાકાનેર, સાણાદેર, ભંડારીયા, ઉમરાળા, કુકડ, તળાજા, મહુવા, રાણપુર ડાઠા, અમરેલી વિગેરે સ્થળોએ જઇ વસેલો છે. જેમાંનો કેટલાક ભાગ કળીયણ મંડળીનો પણ છે.

ધોળકામાં મહાલક્ષ્મી માતાનું મંદિર મૂળ કયારે બંધાયું હશે તે ખબર નથી પરંતુ બાવલ ઓઝાના સમયમાં તેનો પુનરોદ્ધાર થયો છે

એમ કહેવાય છે. દરબારનું કુટુમ્બ સારી જાગીર ધરાવે છે અને તે હાદાણી ઓઝાના નામથી ઓળખાય છે. એ કુટુમ્બ અમદાવાદથી ધોળકા રહેવા ગએલું હોય એમ મનાયે છે. ધોળકાની જ્ઞાતિનો વહીવટ મૂળથી પાટવાળા કરે છે. પરંતુ મૂખ્યત્ત્વે એક ઓઝા કુટુમ્બનો માણસ અને એક ત્રવાડીનો માણુસ એમ બે માણુસ વહીવટ કરતા આવ્યા છે. ધોળકામાં પહેલ વહેલા દેશ બંધાણો માટે, દેશ તેડામાં પ્રથમ ધોળકાના આગેવાનોને પૂછી અન્ય ગામવાળાઓ દેશની કંકોત્રીઓ લખે છે અને પહેલી દક્ષીણા પણ ધોળકાને આપવામાં આવે છે.[1] છેલા બસોવર્ષમાં જો કે ઉતરોતર ધોળકા ઘસાતું ભુસાતું આવ્યું છે તો પણ તેમાં કેટલાક નામાકિત પુરુષો થઇ ગયા છે જેમની હકીકત આગળ આવશે.

## હળવદ.[2]

ધોળકાની હકીકતમાં ઉપર જણાવી ગયા છીએ તે પ્રમાણે પાટણથી મુખ્ય જથ્થામાં ઈ. સ. ૧૫ મી સદીના વચગાળામાં એક જથ્થો હળવદ મુકામે ગયો હતો. હળવદમા ગયેલી સંખ્યા પણ આશરે સાતસે કુટુંબોની હતી. એક અનુભવી ભાઇ તરફથી એવું જણાવવામાં આવે છે કે મૂળ જથ્થો હળવદ આવતાં પહેલાં કેટલાંક સામવેદી કુટુંબો ધંધુકા મુકામે વસવા ગયા હતા. ધંધુકા આ વખતે પેશ્વા સરકારના તાબામાં હતું તેમજ લગભગ કાઠી-આવાડનો મોટો ભાગ પણ પેશ્વા સરકારના હાથમાં હતો. શિવરામ ગાર્દી વખતો વખત કાઠીઆવાડના રાજ્યો પાસેથી પેશ્વા સરકાર વતી ખંડણી ઉઘરાવવા જતો હતો; તેમજ કાઠીઆવાડના રાજાઓ પેશ્વા સરકારના ખં-ડીઆ રાજાઓ હતા એવું ઇતિહાસ ઉપરથી જણાય છે. બ્રીટીશ રાજ્યના અમલ પછી કાઠીઆવાડના રાજ્યો અને ગાયકવાડ સરકારના અમલદારો વચ્ચે ખંડણી ઉઘરાવવા નિમિત્તે વારંવાર જે અથડામણ થતી હતી તે બંધ કરવા બ્રીટીશ સરકારના રાજકોટના હાકેમે સમાધાની કરી ઇ.સ. ૧૮૨૮ અને તે સમાધાનીની રૂઇએ કાઠિઆવાડના રાજાઓ અત્યારે પણ વડોદરા રાજ્યને

---

૧. ભીન્નમાળથી પહેલા પાટણ આવ્યા માટે પહેલી દક્ષિણા પાટણવાળાને પણ કેટલેક સ્થળે આપવામાં આવે છે.

૨. હળવદ એ કાઠીયાવાડમાં ઝાલાવાડ પ્રાંતમાં ઉત્તર પશ્ચિમે આવેલું છે. હાલ તે ધ્રાંગધ્રા તાબાનું છે. ત્યાં ઔદિચ્ય બ્રાહ્મણોની વસ્તી હાલ વધારે છે. એ પ્રાચીન શહેર છે.

આવકના પ્રમાણમાં ઠરાવેલ રકમ પેશકશી તરીકે આપે છે અને જુનાગઢ સરકારને પણ કેટલાક રાજાઓ જોર તલબી આપે છે. શિવરામ ગાર્દી માટે એમ કહેવાય છે કે "શિવરામ ગાર્દી જ્યાં રહે ત્યાં બાર મહિના અને બાર દી" આ કહેતી ઉપરથી સમજી શકાય છે કે શિવરામ ગાર્દી આળસુ અને ભોળો હતો. આ કારણને લઇ અશાંતિ રહેતી હતી. વાઘેરોનું જોર પણ હતું ખરૂં ઉપરના ઠરાવથી અને બ્રીટીશ સરકારની સહાયતાથી આ પરિસ્થિતિ શાંત થઇ ગઇ, જે અત્યાર સુધી ચાલુ છે. આ શાંતિ પહેલાં કાઠિઆવાડમાં વસેલાં નાનાં મોટાં રાજ્યો વચ્ચે સંપ શરૂ થયો. મોટાં શહેરો આબાદ થવા મંડયાં અને આપણી જ્ઞાતિના બંધુઓ પણ ધોળકા, હળવદ, અમદાવાદ, પાટણ, શુક્લતીર્થ, નંદુરવાર, ખેરાળુ, રાણપુર, બુરહાનપુર, અને કાઠિઆવાડના અન્ય સ્થળોએ રહ્યા અને ગુજરાતના અન્ય ભાગોમાં પણ ધીમે ધીમે વસવાટ કરવા લાગ્યા.

એમ કહેવામાં આવે છે કે ધંધુકામાં વસતા સામવેદી શ્રીમાળી ભાઇઓને તેમની પવિત્રતા વિદ્વતા અને આચાર વિચારની ઉચ્ચતાને લઇને પેશ્વા સરકારે હળવદ ગામ દાનમાં આપ્યું હતું. તે વખતે બહુ થોડાં કુંટુંબો ત્યાં જઇ વસ્યાં હતાં; કારણ કે હળવદ કરણ સોલંકી પાસેથી હરપાળ મકવાણાએ શ્રી શકિત દેવીના પ્રભાવથી તથા આપબળથી ઇનામમાં મેળવ્યું હતું. જો કે આ સાથે તેમને ૨૩૦૦ ગામો બક્ષીસમાં મેળવ્યાં હતાં પણ પાછળથી હરપાળે ૫૦૦ પાંચસો ગામ કરણની મહારાણીને કાપડાંમાં આપ્યાં હતાં. અને સિદ્ધપુરથી ઔદિચ્ય બ્રાહ્મણો વગેરેને ત્યાં આગળ બોલાવી કેટલાંક ગામો દાનમાં આપ્યાં હતાં. શ્રીમાળી બંધુઓને હળવદ મળ્યું તો ખરૂં પરંતુ તેઓ પરસ્પરના કલેશથી તથા આજુબાજુમાં રહેતા ઇસ્લામી મકવાણાઓના ત્રાસથી પોતાનો ગરાસ બરાબર સાચવી શકયા નહિ. શરૂઆતથી તેઓ કુવા ફળીમાં એક જથ્થે વસવાટ કરી રહ્યા હતા. ધીમે ધીમે પાટણ વગેરે સ્થળેથી યજુર્વેદી ભાઇઓનું જુથ રહેવા આવ્યું. એટલે રહેવાની જગ્યા સાંકડી પડવાથી વધારવી પડી. તેમજ ક્રમેક્રમે ગરાસ સંબંધી ઝગડાઓ પણ ઉત્પન્ન થવા લાગ્યા. આથી કરીને હરપાળ મકવાણાના વંશજ પાટડીમાં રાજ્ય કરતા હતા. તેમને રક્ષણાર્થે બોલાવ્યા. બ્રાહ્મણોના આગ્રહથી તેમણે તે વાત સ્વીકારી અને બ્રાહ્મણોનું સંરક્ષણ કર્યું. આ ઉપકારના બદલામાં બ્રાહ્મણોએ પોતાના સંરક્ષકને ફક્ત બાર સાંતીની જમીન ભેટ તરીકે આપી. બહાદુર રાજ્યકર્તાએ ધીમે ધીમે ઇસ્લામીઓને દબાવીને તેમનો ગરાસ લઇ પોતાની જાગીર વધારવા માંડી. એનું

પરિણામ એ આવ્યું કે હળવદમાં ઝાલા મકવાણા વંશનું રાજ્ય સ્થાપન થયું, અને મૂળ ગાદીના વારસોએ તેમજ અન્ય ભાયાતોએ વાંકાનેર, વઢવાણ; લીંબડી, લખતર, સાયલા, વગેરે રાજ્યો સ્થાપ્યાં અને મોટો વિસ્તાર બંધાયો, આજે આ વિભાગ ઝાલાવાડના નામથી ઓળખાય છે.

હળવદમાંથી કેટલાક શજ્યા ઓઝા. ધોળકામાં આવી વસ્યા છે. જેઓના વંશજો હાલપણ વસે છે અને તે હળવદીઆ શજ્યા ઓઝાના નામથી ઓળખાય છે. તેમજ જેમ જેમ હળવદની પરિસ્થિતિ કફોડી આવતી ગઇ તેમ તેમ હળવદમાં વસતા સામવેદી યજુર્વેદી ભાઇઓ ઉત્તરોત્તર અમદાવાદ તેમજ ગુજરાતના અન્ય સ્થળોમાં અને કાઠીઆવાડના પશ્ચિમ વિભાગમાં જઇ વસ્યા છે સાંભળવામાં આવ્યું છે કે ધ્રાંગધ્રા સ્ટેટના નવા થએલા સેટલમેંટ રીવીઝન રીપોર્ટ વખતે તપાસ કરતાં લગભગ પાંચસો વર્ષની ઉપરની મુદતનો જમીનની માલેકીનો દસ્તાવેજ એક જ્ઞાતિભાઇ પાસેથી મળી આવેલ છે. આ ઉપરથી માની શકાય છે કે ધોળકામાં વસવાટ થયા પછીજ આપણી જ્ઞાતિનો હળવદમાં વસવાટ થયેલ છે. વચગાળામાં હળવદની જાહોજલાલી દેશમાં વખણાતી હતી. જ્ઞાતિભાઇઓ મોટે ભાગે સુખી અને સંપત્તિવાન્ હતા. જો કે અત્યારે હળવદની એ સ્થિતિ નથી. અત્યારે તો માત્ર સાઠ સીતેર ઘરની વસ્તી ગણી શકાય છે અને તેમાં ફક્ત એક બે સામવેદી ભાઇઓ સિવાય બધાં ઘર યજુર્વેદી ભાઇઓનાં જ છે. આજે એ જ્ઞાતિભાઇઓનાં આકર્ષક અને સુંદર મકાનોથી ભરચક નિવાસ સ્થાન નથી. રાજ્યના પલટાની સાથે આપણી જ્ઞાતિની જાહોજલાલીની પરિસ્થિતિ પણ બદલાઇ છે. દેશાવર સાથે વ્યાપાર ખેડતા વેપારીઓ આજે નથી. રાજ્યકારભારમાં સત્કાર મેળવતા જ્ઞાતિભાઇઓ આજે નથી. આજે તો સાંકડાં મન અને અંદર અંદર કલેશ કરનારા ભાઇઓ છે. બે ચાર ભાઇઓ હજી નામશેષ રૂપે આગળ વેપાર ચલાવી રહ્યા છે. તેમ કેટલોક ભાગ નોકરીએ વળગી ગયો છે. યજમાનવૃત્તિ તો બહુ થોડા જ કરે છે.

રાજ્યકુટુંબ સાથે કોઇપણ કારણોને લઇ અનુચિત થયેલું અને તેથી જ્ઞાતિભાઇઓના મોટા ભાગે હળવદ છોડયું કહેવાય છે. હળવદની રાજગાદી પણ ધ્રાંગધ્રામાં સ્થપાઇ છે.[1] એક બીજાના મમતને લઇ સામવેદી અને યજુર્વેદી વચ્ચે ઝગડો શરૂ થયો. અને તેનું પરિણામ પણ હળવદની જાહોજલાલીના વિનાશમાં આવ્યું જણાય છે. રાજ્ય સ્થાપવાની સાથે હળવદવાસી-

---

૧ ઇ. સ ૧૭૮૧ માં જશવંતસિંહજીએ ધ્રાંગધ્રામાં રાજ્યગાદી સ્થાપી હતી

ઓએ પણ ધ્રાંગધ્રામાં વસવાટ કર્યો. આ વખતે ધ્રાંગધ્રા તથા હળવદ પેશ્વા સરકારને ખંડણી આપતું હતું, વળી એકંદર કાઠીયાવાડની સ્થિતિ આ સદીમાં આ પહેલાના સમયમાં સ્થિર ન હોતી[1]. એટલે હળવદ પેશ્વા સરકારના કયા સુબાએ કયા સમયમાં શ્રીમાળી બ્રાહ્મણોને આપ્યું એ વાત પુરવાર થઇ શક્તિ નથી[2]. અમદાવાદથી રામાણી ઓઝા વંશજ

૧ કાઠિયાવાડનો ઇતિહાસ એવા ભીન્નભિન્ન થએલો છે કે તેના ઉપર પૃથક્ પૃથક્ રાજ્યસત્તાનો અમલ ફેરવાતો રહ્યો છે જ્યારે પુનામાં પેશ્વા સરકારનું જોર હતું ત્યારે પેશ્વાના તાબામા ગુજરાત અને કાઠિયાવાડનો મોટો ભાગ હતો. ઇ, સ ૧૬૬૪મા શીવાજીએ સુરત લુટયા પછી તેના વંશજ દામાજીરાવ, પેશ્વા સરકારમાં સરદાર હતા તેમણે લડાઈઓમાં બહાદુરી બતાવ્યાથી સોનગઢ વિગેરેની જાગીર તેમને મળી અને તેમણે ત્યાં રાજગાદી સ્થાપી ને પછી પીલાજીરાવ ગાયકવાડે પેશ્વાથી સ્વતંત્ર થઈ ઇ. સ. ૧૭૨૩માં વડોદરામાં ગાદી સ્થાપી. આ વખતે કાઠીયાવાડની હકુમત જો કે જુદા જુદા રાજસ્થાનોના હાથમાં હતી તોપણ પેશ્વાને ખંડણી આપવામાં આવતી હતી. અમદાવાદની મુસલમાન સત્તાએ પણ કાઠિયાવાડમાં પગ પેસારો કર્યો હતો દીલ્હીના પાદશાહોની સત્તાપણ વખતે થઈ ગઇ હતી. મારે તેની તરવાર અન્યાય હતો. આવી કોઈ નિશ્ચિત સત્તા કાઠિયાવાડમાં બ્રિટિશ સત્તા જામ્યા પહેલા સ્થિર થઇ નહોતી ઈ. સ. ૧૭૫૫મા ગાયકવાડ તથા પેશ્વાને કોલકરાર થયા હતા અને તે રૂઇએ બનેના સુબાઓ ખંડણી ઉઘરાવવા નીકળતા હતા વળી ઈ, સ. ૧૭૦૭મા શાહુરાજાના પ્રધાન ખંડેરા વડાભલેએ ગુજરાતના ઉપર સ્વારી કરી હતી અને ખંડણી ઉઘરાવી હતી. ઇ. સ. ૧૭૪૩માં દામાજીરાવે મોગલસરદાર અલીખાન પાસેથી ગુજરાતની ચોથ ઉઘરાવી હતી ઈ સ. ૧૮૦૪મા અંગ્રેજની સલાહની રૂઇએ ગાયકવાડે પેશ્વાને કાઠિયાવાડના ખંડીયા રાજા પાસેથી રકમ ઉઘરાવી ૪૪૫૦૦૦ની ઉત્તક રકમ આપવા ઠરાવ થયો હતો પાછળથી પેશ્વાની હકુમત રદ થતાં કાઠિયાવાડ–અંગ્રેજના આશ્રય નીચે મકાયું છે. ઇ. સ. ૧૭૪૫ માં ભગવતરાવ નામે પેશ્વાનોસુબો ખંડણી ઉઘરાવવા આવ્યો હતો તેણે જીજીબાઇ નો પક્ષ કરી ધ્રાગધ્રામાં તેના પુત્ર જશવંતસિંહને ગાદીએ બેસાડયો હતો. આરીતે જોકે પેશ્વાની સત્તા લાંબોવખત કાઠિયાવાડમાં રહી છે તો પણ અનેક નાનીમોટી સત્તામાં કાઠિયાવાડ ફેરવાતું રહ્યું છે,

૨. આ વાતમા શંકા છે. હિંદરાજસ્થાન નામના દેશીરાજ્યોના ઇતિહાસમાં એમ જણાવાય છે કે હરપાળ મકવાણાએ પાટડીમાં રાજ્ય સ્થાપ્યું. તે ઇ. સ. ૧૧૩૦માં ગુજરી ગયા તેના વંશજોએ માંડલમાં, ત્યાંથી થળા અને ત્યાંથી કુવા જેને અસલવારામાં કંકાવટી કહેતા હતા ત્યાં ગાદી સ્થાપી રતી. છેવટે રાજોધરજીએ ઈ. સ. ૧૪૮૮ સવત ૧૫૪૪ના મહાવદ ૧૩ના રોજ હળવદ વસાવી ત્યાં રાજગાદી સ્થાપી છે. આ પછી હળવદ થોડો વખત મુસલમાની સત્તા નીચે પણ રહેલું

ધ્રાંગધ્રામાં આવી વસેલા છે તેઓના વંશજો હાલ સારી સ્થિતિમાં છે અને વેપાર ચલાવે છે. તેઓ શરાફીની તેમજ સોના ચાંદીની દુકાને ચલાવે છે. તથા ધીરધારના ધંધામાંથી ગરાસ પણ મેળવેલો છે. હળવદમાં વસતા લગભગ બધા ભાઇઓ પાસે ઓછા વત્તા પ્રમાણમાં આજે પણ ગરાસ તો છે. ધ્રાંગધ્રામાં સામવેદી કુટુંબોની સાથે કેટલાંક યજુર્વેદી કુટુંબો પણ આવી વસ્યા છે. ત્યાંનું મહાલક્ષ્મી માતાજીનું મંદિર સુંદર નકશીદાર અને આરસથી જડેલું છે. તેમને વહીવટ જ્ઞાતિભાઇઓ જ કરે છે. શ્રીમાળી વણિકો પણ સહાયતા આપે છે.

હળવદની જાહોજલાલીના અસશેષોમાં કુવાકળીયું મુખ્ય છે, જેમાં પીપળીઓ કુવો છે. જેમાં કાળાંતરે સ્ત્રીઓના કંકાસથી થયેલો જગાનો કુવો પણ આજે વિદ્યમાન છે. શ્રી મહાલક્ષ્મી માતાનુ મંદિર[3] તેમજ જ્ઞાતિબંધુઓએ બંધાવેલ શ્રી ભવાની માતાનું મંદિર[1] પણ આજે અવશેષ રૂપે જોવામાં આવે છે. શ્રી ભીડભંજન મહાદેવ પણ આપણી જ્ઞાતિના પ્રાચીન ગૌરવની પ્રતીતિરૂપે છે.

ઝાલાવાડમાં અન્ય સ્થળોએ વસેલી આપણી જ્ઞાતિ મોટે ભાગે હળવદથી ક્રમેક્રમે જઈ વસેલી છે.

## અમદાવાદ[1]

અમદાવાદ વસ્યું ત્યારથીજ અમદાવાદમાં આપણી જ્ઞાતિની વસ્તી વસી છે. મુહૂર્ત પોળ એ અમદાવાદ બાંધ્યાના શુભ મુહૂર્તની પોળ છે. એજ પોળમાં પોળ બંધાવાની સાથે આપણી જ્ઞાતિના બંધુ ત્યાં આવી

---

છે અને છેવટે પેશ્વાને ખંડણીપણ આપતું હતું. આખરે હળવદની ગાદી ધ્રાંગધ્રા સ્થાપાઇ છે આ હિસાબે પેશ્વાએ હળવદ દાનમાં આપ્યાની વાત માની શકાતી નથી.

૩. હળવદમાં જુના મહાલક્ષ્માનું મંદીર સુંદર હતું તે મહાલક્ષ્માજીની મુર્તિ જ્યારે હળવદની પડતીદશા આવી ત્યારે હળવદમાથી સામાણીઓઝા અને રાજ્યાઓઝા વઢવાણ રહેવા ગયા ત્યાં સાથે લેતા ગયા હતા જેથી હળવામાં બીજી નવી મુર્તિ પધરાવામાં આવી છે.

૧. ઈ સ. ૧૪૧૨ માં અહમદશાહ પાદશાહે અમદાવાદ વસાવી ત્યાં સ્વતંત્ર રાજ્ય ગાદીની સ્થાપના કરી હતી. અહમદશાહના નામ ઉપરથી આ શહેરનું નામ અમદાવાદ પડયું છે. અમદાવાદ ગુજરાતનું પાટનગર ગણાય છે. જેનું બીજું નામ રાજનગર છે. અમદાવાદ સ્વતંત્ર પાદશાહોના હાથમાથી અકબરના સમયમાં મોગલોના હાથમાં ગએલું અને ત્યારપછી પેશ્વા તથા ગાયકવાડના હાથમાં રહેલું હાલ તે અંગ્રેજના કબજામાં છે.

વસ્યા છે. જેમનાં મકાનો હજુ પણ છે. તેઓ ઘણા વિદ્વાન અને જ્યોતિષમાં નિપુણ હતા. તેઓનું માન પાદશાહ પાસે પણ સારૂ હતું અને તેઓ મુનશીના નામે ઓળખાતા. જેમ જેમ અમદાવાદ વધતું ગયું, આબાદ થતું ગયું તેમ તેમ આપણી જ્ઞાતિની વસ્તી પણ વધતી ગઇ. એકંદર એમ કહેવાય છે કે ૧૬–૧૭મી સદીમાં અમદાવાદમાં આપણી જ્ઞાતિનાં ૫૦૦ ઉપરાંત ઘરો હતાં.

રામા[૨] ઓઝા અને હાદા ઓઝા એ બે ભાઇઓ જાણીતા થઇ ગયા છે તે બંને ભાઇઓના નામથી વંશ ચાલ્યો છે. રામા ઓઝાના રામાણી કહેવાય છે અને હાદા ઓઝાના હાદાણી કહેવાય છે. હાદા ઓઝાનું રહેણાકનુ ઘર અત્યારે પણ અમદાવાદમાં રાજામહેતાની પોળમાં કાનજી દિવાનના ખાંચામાં આવેલું કહેવાય છે. એવી લોક વાયકા છે કે હાદા ઓઝા બ્રહ્મકર્મનિષ્ટ અને ગાયત્રીના ઉપાસક હતા. હંમેશાં નદીએ સ્નાન કરવા જતા હતા અને દેવપુજામાં નિમગ્ન રહેતા હતા. પ્રથમ તો તેઓ સાધારણ સ્થિતિના હતા પરંતુ એક વખતે તેઓ સ્નાન કરી આવતા હતા ત્યારે કોઇ સગર્ભા સ્ત્રીએ માર્ગમાં બેસી રૂદન કરવા માંડયું. પ્રેમાળ હૃદયના હાદા ઓઝાએ તે બાઇને રડવાનું કારણ પુછ્યું. ત્યારે તેણે જણાવ્યું કે, હું નિરાધાર છું, સગર્ભા છું, ગરીબ છું, મને આશ્રય જોઇએ છીએ. હાદા ઓઝાનું હૃદય પિગળ્યું તેણે કહ્યું ચાલ બેટા ઉભી થા તું મારી ધર્મની પુત્રી છે મારે ઘેર તારી ઇચ્છા પૂર્ણ થશે. એ બાઇ હાદા ઓઝાની પાછળ ચાલી આવી ઘરે આવી હાદા ઓઝાએ તેમના વૃદ્ધ પત્નીને કહ્યું કે આ એક અનાથ સગર્ભા સ્ત્રી છે, તેને સંભાળ પૂર્વક સાચવો. ડોશીમાએ તેમને ઘરમાં બેસાડી અને આસ્વાસન આપ્યું. હાદા ઓઝા દેવપુજા કરવા લાગ્યા અને ડોશીમા ઘર કામે લાગ્યા તેવામાં ઓરડાનું બાર એકદમ બંધ થઇ ગયું થોડીવાર પછી ડોશીમાએ ઓરડો ઉઘાડી અંદર જોયું તો જ્યા તે બાઈ બેઠી હતી ત્યાં બાઇને બદલ લક્ષ્મીનો ઢગલો જોયો. તેમણે જાણ્યું કે લક્ષ્મીજી પ્રસન્ન થયા. કર્ણોપકર્ણ આ હકીકત પાદશાહ પાસે પહોચી અને તેમણે એ ધન રાજદરબારમાં લેવા હુકમ કર્યો. ગાડાઓમાં ધન નાખી વહેવા માંડયું છતાં ધન ખુટયું નહિં. જ્યારે આ વાતની પાદશાહને જાણ થઇ ત્યારે પોતે ત્યાં આવ્યા અને

---

૨. રામા ઓઝા અને હાદા ઓઝા અમદાવાદમાં થઇ ગયા છે એમ કહેવાય છે. પણ શ્રી. શુ મા એક સ્થળે જણાવવામાં આવ્યુ છે કે રામા ઓઝા પાટણમાં વસતા હતા અને હાદા ઓઝા અમદાવાદમાં રહેતા હતા.

તપાસ કરી તો સાક્ષાત્ લક્ષ્મીજી હાદા ઓઝાને પ્રસન્ન થએલા જણાયા આથી પાદશાહે લીધેલું ધન હાદા ઓઝાને પાછું આપવા માંડયું પરંતુ હાદા ઓઝાએ રાજદરમાં ગએલી આસુરી લક્ષ્મી પાછી લેવા ના પાડી આથી પાદશાહે અમદાવાદ ફરતા એ લક્ષ્મીમાંથી હજીરાઓ બંધાવ્યા જે હાદા ઓઝાના હજીરાના નામથી ઓળખાતા હતા.[3] હાદા ઓઝાને પુત્ર ન હોવાથી તેમણે રામા ઓઝાના દીકરાને દત્તક લીધેલા હતા જેનો વંશ વેલો ચાલુ છે.[4]

અમદાવાદમાં અગાઉ આપણી જ્ઞાતિની વસ્તી મોટી હતી તેમાં ઘણા પુરૂષો નામાંકિત થઇ ગયા છે. જેમ તેઓ શ્રીમંત હતા તેમ શુરવીર અને વ્યાપારી કુનેહ ધરાવનારા હતા. શંકર ધનેશ્વર એ પ્રખ્યાત પુરૂષ થઇ ગયા છે. દેશ પરદેશ વ્યાપારની પેઢીઓ ચલાવતા હતા. તેઓને કોઇ પણ કારણ વસાત રાજ્ય કર્તા પાદશાહ સાથે અનુચિત થવાથી તેઓ કાઠીયાવાડમાં જઇ વસ્યા. ક્રમે ક્રમે ઘણા સારા કુટુમ્બો કાઠીયાવાડમાં જઈ વસ્યા છે. અમદાવાદમાં હાલ જે કોઠાવાળાનું કુટુમ્બ કહેવાય છે તે હળવદથી અમદાવાદ રહેવા આવ્યું છે. તેમના વડીલોએ કોઠમાં ગરાસ મેળવેલો ત્યારથી તે કોઠાવાળાને નામ ઓળખાય છે અંબાશંકર નામના વૈદ્ય અમદાવાદમાં થઇ ગયા છે. તેઓ વૈદ્ય વિદ્યામાં બહુ કુશળ હતા અને પાદશાહ પાસે તેમનું ઘણું સારૂં માન હતું. ગાયકવાડ સરકારે પણ તેમને યોગ્ય પેન્શન બાંધી આપી તેમની કદર કરી હતી. તેઓ તળીયાની પોળમાં રહેતા હતા. ધોળકામાં થઈ ગએલા નામાંકિત પુરુષ ત્રવાડી નંદકેશર વલ્લભ પણ મૂળ અમદાવાદના વતની હતા. અમદાવાદમાં વસનારા બંધુઓ મોટે ભાગે જેમ વાણીઆઓની સાથે આવેલા હોવાથી યજમાન વૃત્તિનો ધંધો કરતા હતા તેમ કેટલાક કુટુમ્બો શ્રીમંતાઇ પણ ધરાવતા હતા વ્યાપાર રોજગાર અને સરકારી નોકરીમાં પણ કેટલાક બંધુઓએ પ્રમાણુતા મેળવી હોય એમ કહેવાય છે. આ સમયમાં અમદાવાદની આજુબાજુ દેવસ્થળી,[5] કપડવંજ,

3. હાલ અમદાવાદના કેટલાક જુના દરવાજા અને કિલ્લાઓ નાશ થઈ ગએલા છે આથી હજીરાઓ અત્યારે જોવામાં આવતા નથી હજીએ હાદા ઓઝાના હજીરાની લોકવદતી તો છેજ. સ્ટેશનના પ્લેટફોર્મના બગીચામાં હાલ બે તોડા છે તે હાદા ઓઝના તોડા છે એમ કહેવાય છે.

4. હાદા ઓઝા તેમજ રામા ઓઝાના વંશજ અમદાવાદ ઉપરાંત ધોળકા, ભાવનગર, ધ્રાંગધ્રા, પાલીતાણા, મહુવા, રાજકોટ, જામનગર, વગેરે સ્થળે વસે છે.

5. હાલનુ દહેગામ.

ખંભાત, પ્રાંતીજ વિગેરે ગામોમાં આપણા જ્ઞાત ભાઇઓ મોટા જથ્થામાં વસતા હતા. જેમ જેમ વખત જતો ગયો અને રાજ્યક્રાન્તિમાં અંધાધુંધી તેમજ ફેરફાર થતો ગયો તેમ તેમ આપણા જ્ઞાતિબંધુઓનો મોટો જથ્થો ગુજરાતમાંથી કાઠીયાવાડમાં જઇ વસ્યો. આજે અમદાવાદમાં સ્થાનિક કુટુમ્બોતો થોડી સંખ્યામાં વસે છે. પરંતુ નોકરી ધંધાર્થે આવી વસેલા ઘણા કુટુમ્બોથી અમદાવાદમાં આપણી જ્ઞાતિની વસ્તી સારા પ્રમાણુંમ ગણાય છે. સ્વર્ગસ્થ કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઇ સી. આઇ. ઇ. જ્યારથી અમદાવાદમાં આવીને વસ્યા ત્યારથી અમદાવાદની સાથે આપણી જ્ઞાતિની જાહોજલાલી પણ વધવા પામી છે. અમદાવાદમાં સામવેદી અને યજુરવેદી બંને કુટુમ્બો રહે છે. વિદ્યા વૃદ્ધિના મુખ્ય પાયારૂપ શ્રીમાળી બ્રાહ્મણ છાત્રાલયની સ્થાપના પહેલ વહેલી અમદાવાદમાં થઇ છે. સ્વર્ગસ્થ વૈદ્યરાજ જટાશંકર લીલાધરે વૈદ્ય વીદ્યા ખીલવવાની બીજી બીજી પ્રવૃત્તિઓથી અમદાવાદમાં થાણું નાંખી જ્ઞાતને શોભાવી છે. હાલ કવિશ્વર ન્હાનાલાલ દલપતરામે અમદાવાદના આંગણામાં વસી કાવ્ય રસની રેલમ છેલથી અમદાવાદને વિશ્વ વિહારમાં અનુપમ માન અપાવવું શરૂ કર્યું છે.

અગાઉ આજ અમદાવાદમાં આપણી જ્ઞાતના ભાષાભૂષણ કવિ બંશીધર, થઇ ગયા છે. આ પ્રમાણે અમદાવાદની શૂરવીર અને કાર્યદક્ષ ભૂમીમાં ૫૦૦ વર્ષમાં અનેક વિરલાઓએ જ્ઞાતિના ગૌરવને ઓપ આપ્યો છે.

## ભાવનગર

અમદાવાદમાં જ્યારે મુસલમાન પાદશાહોની સ્વતંત્ર સત્તા સ્થપાઇ અને ત્યારપછી પાદશાહોના હાથમાંથી શહેનશાહ અકબરના સમયમાં ગુજરાત મોગલ શહેનશાહતના તાબામાં આવ્યું એ સમયમાં એટલે લગભગ ૧૫ અને ૧૬ મી સદીમાં અમદાવાદ, ધોળકા અને પાટણ વિગેરે સ્થળોએથી જેમ જેમ સગવડતા મળતી ગઇ તેમ તેમ આપણા જ્ઞાતિબંધુઓએ કાઠીયાવાડ અને કચ્છના જુદા જુદા ભાગોમાં વસવાટ કરવા માંડયો હતો. વળી રાજ્યસત્તાની અંધાધુંધીએ જેમ જેમ નવા નવા રાજ્યો સ્થપાતાં ગયાં તેમ તેમ રાજ્યકર્તાની સાથે આપણા રાજ્યદ્વારી મહાપુરૂષો પણ વસવા લાગ્યા. આ વખતે રાજ્ય સ્થાપનાર રાજાઓ જ્યારે નવું શહેર બાંધતા ત્યારે આમંત્રણ આપી દરેક પ્રજાઓને પોતાના રાજ્યમાં વસવા બોલાવતા આ પ્રમાણે અનુકૂળતા પ્રમાણે આપણી જ્ઞાતિની વસતી લગભગ આખા કાઠીયાવાડ અને કચ્છમાં વસવાટ કરી રહી છે.

ઇ. સ. ૧૭૨૩ માં ગોહેલ વંશના મહાપુરૂષ પહેલા ભાવસિંહજીએ ભાવનગર વસાવ્યું ત્યારથી આપણી જ્ઞાતિની વસતી ભાવનગરમાં આવી વસી છે. આ સમયે ત્રવાડી કોટેશ્વર રાજેશ્વર ધોળકાથી ભાવનગરમાં વસવા આવ્યા તેમણે આંબા ચોકમાં જગ્યા રાખી પોતાના મકાન બંધાવ્યા છે. જે હાલ વેણીરામની ડેલીને નામે ઓળખાય છે. તેમણે પોતાના નામથી એજ સ્થાનમાં રાજેશ્વર મહાદેવ, કુવો અને ધર્મશાળા બંધાવ્યાં છે. જે હજુ પણ કાયમ છે. એમના વંશમાં વેણીરામ ભવાનીશંકર આપકર્મી થઇ ગયા છે. તેઓ ભાવનગરમાં લક્ષાધિપતિ કહેવાતા હતા. તેઓ વેપાર કરતા હતા. એમના વંશજ ડેલીવાળાના નામતી ઓળખાય છે. તેઓનું ગોત્ર કાશિક છે. કોટેશ્વરના વંશજ કોટેશ્વર પણ કહેવાય છે.

આજ સમયમાં શંકરવાળાના મૂળ પુરૂષ ત્રવાડી શંકર ધનેશ્વર પણ ભાવનગર આવી વસ્યા હતા. તેઓ મૂળ અમદાવાદના વતની હતા. જેમના મકાનો રાયપુરમાં હતા એમ કહેવાય છે. તેઓ એક શ્રીમંત ગૃહસ્થ હતા અને અમદાવાદમાં સારો ધંધો ચલાવતા હતા. પરંતુ કારણ વસાત પાદશાહી અમલમાં તેમણે અમદાવાદ છોડયું અને ભાવનગરથી થોડે દુર આવેલા દરીયાકાંઠે જશપરા ગામમાં નિવાસ કર્યો. તેમનું ગોત્ર પારાસર છે તથા કુળદેવી ધનુષધારી છે. જ્યારે ભાવનગર વસ્યું ત્યારે તેઓ ભાવનગર આવી વસ્યા હતા અને વ્યાપારની પેઢી ચલાવતા હતા એમના વંશજ શંકરવાળા કહેવાય છે.

ભાવનગરમાં કેશવ કલ્યાણ ત્રવાડી નામે નામાંકિત પુરૂષ થઇ ગયા છે. તેમનું ગોત્ર કૌશિક તેમના વંશમાં મહાદેવ ભુખણ ઘણા જાણીતા પુરૂષ થયા છે. તેમના નામનું એક તડ પણ ચાલતું આવતું હતું અને તેના તે આગેવાન ગણાતા હતા. તેમનું નામ કાશી સુધી જાણીતું થયું છે. તેમના વંશજ કેશવાણી ( કેહવાણી ) ના નામથી આજે જાણીતા છે, અને તેઓ ભાવનગર, મહુવા, ત્રાપજ, લાઠી વિગેરે સ્થળોએ વસે છે.

જડેશ્વર કાનજી ઓઝા અમદાવાદથી ભાવનગર આવી વસેલા. તેમના નામ ઉપરથી તેમના કુટુમ્બીઓ જાળીયાના નામથી ઓળખાય છે. તેઓ સનકસ ગોત્રી છે. તેમના વંશમાં વડીલ મહાશંકર દયારામ ભાવનગરની જ્ઞાતમાં જાણીતા થઇ ગયા છે. તેઓ સરકારી નોકરીમાં દફતરદાર હતા અને બુદ્ધિશાળી ગણાતા હતા. જાળીઆ એ હાદાણી ઓઝાના વંશજ છે. તેઓ હાદાણી બ્રાહ્મણ કહેવાય છે. એમના વંશનું મોટું કુટુમ્બ

ભાવનગરમાં વસે છે. અને તેમના વડીલોને હાથે જ્ઞાતિના સારા કામો થએલા છે.

ભાવનગરમાં ઘેલાણી કુટુમ્બ પણ મોટા જથ્થામાં અને સારી સ્થિતિમાં વસે છે તેમના પૂર્વજ ગોળા ત્રવાડી પાટણમાં આશરે સંવત ૧૫૩૪માં થઇ ગયા છે એમ કહેવાય છે[1] અને એમના નામ ઉપરથી આ કુટુમ્બ ઘેલાણીને નામે ઓળખાય છે. એ વંશમાં જેઠા લાધા નામાંકિત પુરૂષ થઇ ગયા છે. તેમના વંશજ ત્રાપજ, તળાજા, મહુવા, પાલીતાણા, ખુટવડા, ગારીઆધાર, વગેરે સ્થળમાં હાલ વસે છે. એમનું ગોત્ર વત્સસ છે.

ધુણીયાનું કુટુમ્બ પણ ભાવનગરમાં જાણીતું છે. તેઓ સનકસ ગોત્રી અને હાદાણી બ્રાહ્મણ કહેવાય છે તેમના મૂળ પુરૂષ ઓઝા મોરારજી ગૌરીશંકર ભાવનગરમાં આવી વસેલા હતા. તેઓ તડવી હતા અને બ્રાહ્મણ ધર્મમાં કુશળ હતા. અને પોતાની દીકરીઓ સારે ઠેકાણે આપતા હતા. હાલ એમના વંશમાં થોડા કુટુમ્બીઓ ભાવનગરમાં રહે છે. તે પોતાના વડીલને પગલે ચાલતા આવે છે.

વ્યાસ કુટુમ્બ ઘોઘાથી ભાવનગરમાં આવી વસેલું હતું, મણીશંકર વ્યાસ આવ્યા હતા. એ ત્રણ ભાઇઓ હતા. તેઓ ધીરધારના ધંધાની પેઢી ચલાવતા હતા. શ્રીમંત હતા. શ્રી મહાલક્ષ્મી માતાનું મંદિર આ વ્યાસે બંધાવેલું છે. તેમજ નાગનાથ મહાદેવની પાસે વ્યાસના મહાદેવ પધરાવેલા છે. તેમણે મહારૂદ્ર કરી મોટું દેશ તેડું કર્યું હતું. ધર્મ કાર્યમાં એટલા શ્રદ્ધાળુ અને દાન દક્ષિણામાં ઉત્સાહી હતા કે વ્યાસ રાજા કહેવાતા હતા. તેમણે જ્ઞાતિમાં ઘણા સારાં કામો કરેલાં છે. તેના વંશમાં હાલ કોઇ નથી.

ભટ્ટ કુટુમ્બ પણ ભાવનગરમાં જાણીતું થયું છે. તેમના વડીલો પ્રથમ ધોળકાથી ૨૫૦ વર્ષ ઉપર ઝાંઝમેર આવી રહેલા હતા. ભટ્ટ નારણ વલ્લભ ઝાંઝમેર આવ્યા હતા. ભટ્ટ ત્રીકમ નારણ ભાવનગર વસ્યા પછી ઝાંઝમેરથી ભાવનગર આવી રહેલા હતા. અને પેઢી નાંખી પાછળથી આ પેઢી નાથા ત્રીકમના નામથી થઇ તે ૧૦૦ વર્ષ ચાલી ત્યારબાદ તેમના

---

૧. ગોળા ત્રવાડી ઉપરથી તેમના વંશજો ગોળાહત કહેવાય છે પણ હાલ તે ઘેલાણીને નામે બોલાય છે. ગોળા ત્રવાડીના વંશજ લાધા ત્રવાડી વેપાર ધંધાને અર્થે ૧૭મી સદીના અંતમાં ગારીઆધાર આવી વસેલા હતા. ત્યાંથી પાલીતાણા અને ત્યાંથી ભાવનગર આવેલા છે. ગોલાણીની ત્રણ શાખા છે પણ, વાઘ, અને ખડ (ખટ).

વંશમાં ભટ્ટ રૂગનાથ સદુરામ પ્રભાવશાળી થઇ ગયા છે. તેમના નામની ધીરધારની પેઢી ભાવનગરમાં લાંબો વખત ચાલી છે. તેઓ રૂનો ધંધો કરતા હતા. તેમનું ગોત્ર ભારદ્વાજ. તેઓ જ્ઞાતિનો કારભાર પણ કરતા હતા અને તેમનું કુટુમ્બ બહોળું હતું હાલતો ૭-૮ ઘર છે. ભટ્ટના બે ત્રણ ઘર પટણી ભટ્ટને નામે ઓળખાય છે. અને તેઓ પાટણથી વઢવાણ આવેલા અને વઢવાણથી રાજરાણી સાથે ભાવનગર આવી વસેલા કહેવાય છે.

આ ઉપરાંત ભાવનગરમાં જુદે જુદે પ્રસંગે જુદા જુદા કુટુમ્બો આવી વસેલા છે. અત્યારે ભાવનગર આપણી જ્ઞાતિનું કેન્દ્ર સ્થાન થઇ પડેલું છે કારણકે ભાવનગર વાસીઓનો સંબંધ ગુજરાત કાઠીયાવાડના ઘણા ગામો સાથે જોડાએલા છે. વીસમીસદીની શરૂઆતમાં ભાવનગરમાં આપણી જ્ઞાતિની વસતી અને જાહોજલાલી ચઢીઆતી સ્થિતિમાં હતી. હાલ વિદ્યાવૃદ્ધિમાં તેમજ યજમાન વૃત્ત છોડી નોકરી ધંધામાં આગળ વધવામાં ભાવનગરે પહેલ કરી છે. જો કે દેશાવરોમાં નોકરી ધંધાર્થે ગયાથી વસ્તી ઘટી છે તો પણ નામનામાં ભાવનગર આગળ વધ્યું છે. ભાવનગરનું પ્રાચીન જ્ઞાતિ બંધારણ ઘણું સારૂં હતું. મુખ્ય ચાર તડીઓ હતા અને જ્ઞાતમાં સંપ હતો. મહાલક્ષ્મી માતાનું મંદિર સુંદર અને આકર્ષક છે, તે આશરે ૧૦૦, ૧૨૫ વર્ષ ઉપર વ્યાસ રાજાએ બંધાવેલું છે. મહાલક્ષ્મી માતાનો વંડો અને અન્ય સ્થાવર જંગમ મીલ્કત બીજા સ્થળોની જ્ઞાતિ કરતાં ભાવનગરની જ્ઞાતિ મીલ્કત તરીકે સારી સ્થાતમાં છે. ભાવનગર એ ૩૨ પાદરનું નાક ગણાય છે. ૩૨ પાદર એટલે ભાવનગરને લગતા આજુબાજુના સંબંધ ધરાવતા ગામોનો દેશ તેડા સંબંધી બાંધેલો ધોળ. નાના દેશ તેડામાં આ ૩૨ ગામોમાં કંકોત્રીઓ લખાય છે. ભાવનગર જેમ રાજ્ય પ્રકરણના વિષયમાં ઉદાર છે તેમ આપણી જ્ઞાતિ પણ જ્ઞાતિ બંધારણના વિષયમાં ઉદાર છે. જ્ઞાતિ વરાનું ફરજીઆત ધોરણ ભાવનગરમાં બીલકુલ નથી. ધીમે ધીમે સામુદાયિક સુધારાની પદ્ધતિ ઉપર ભાવનગર આગળ વધે છે. ભાવનગરમાં એક જ્ઞાતિનું છાત્રાલય ચાલે છે. શ્રીમાળી શુભેચ્છક સંસ્થા છે અને તેને હસ્તક એક સારી લાયબ્રેરી પણ છે. ભાવનગર વાસીઓ ઘણે ભાગે પોતાની કન્યાઓ ભાવનગરમાંજ લે દે છે. ભાવનગર એ આપણી જ્ઞાતિનું આદર્શમય ગારવવંતુ સ્થાન ગણાય છે. ધોળકા ભાગ્યા પછી ભાવનગર જેટલી વસ્તી ગુજરાત કાઠીયાવાડમાં અન્ય સ્થળે જોવામાં નથી આવતી. મહાલક્ષ્મી માતાનો કુલ વહીવટ જ્ઞાતિ અગ્રેસરોના હાથમાં છે.

## જામનગર.

**જામનગર** એટલે નગર અથવા નવાનગર કચ્છમાંથી જામ રાવળ પોતાના ભાઇ હરધોળજી સાથે કાઠીયાવાડમાં આવ્યા અને ધીમ ધીમે કેટલાક તાલુકદારોની નબળાઇનો લાભ લઇ તેમણે પોતાની સત્તા જમાવવા માંડી ઇ. સ. ૧૫૩૯ માં જામ રાવળે **નવાનગર** વસાવી ત્યાં પોતાની ગાદી સ્થાપી જેમ જેમ જામનગરની સત્તા જામતી ગઇ જામનગર આબાદ બનતું ગયું તેમ તેમ આપણી જ્ઞાતિની વસ્તી પણ વધવા લાગી અને આબાદ થતી ગઇ. જામનગર વસ્યું અને તે આબાદ થયું તે સમયમાં તેની આજુબાજુના ગામડાઓમાં આપણી જ્ઞાતિની વસ્તી સારા પ્રમાણમાં હતી. ત્યાંથી કેટલાક કુટુમ્બો અનુકૂળતા પ્રમાણે જામનગરમાં વસવાટ કરવા લાગ્યા એ સમયે ધ્રોળની પરિસ્થિતિ ઘણી સારી હતી એટલે ધ્રોળમાંથી ઘણા કુટુમ્બો જામનગર વસવા આવ્યા હતા, કારણકે જામનગર હાલારનું પાટનગર ગણાતું હતું. જામનગરના રાજ્ય દરબારમાં પણ આપણી જ્ઞાતિના મહાપુરૂષોનું સન્માન થતું હતું. ઘણાક તો રાજ્ય કારભારમાં કુશળ અને બુદ્ધિશાળી થઇ ગયા છે. શ્રીમંતો અને ધીરધારનો ધંધો કરનારાઓ પણ કેટલાક થઇ ગયા છે તેમ વેદ વિદ્યાના પ્રવિણ પણ વિદ્વાનો થઇ ગયા છે. ૧૭ અને ૧૮ મી સદીમાં જામનગરમાં આપણી જ્ઞાતની પ્રખ્યાતી સારી હતી. આબાદી પણ વખાણને પાત્ર હતી. જ્ઞાતિ બંધારણની વ્યવસ્થા સાચવવાને પણ જ્ઞાતિ અગ્રેસરોએ સારી ગોઠવણ કરેલી હતી જામનગરમાં મુખ્ય આઠ પાંખી કહેવાતી હતી. સૌથી મોટી પાંખી[1] ઓઝા કિપાશંકર દેવરામની હતી. બીજી ઓઝા ડોસા સુંદરજી[2] ત્રીજી ત્રવાડી નાનજી રખી એટલે કાણોદરાની. ચોથી[3] ત્રવાડી હરીયા ગંગાધરની એટલે કંઠાળીયા

---

૧. આ પાંખીમાં મોરારજી દવે તથા નદીપાના યજુર્વેદી હતા. ઓઝા કિપાશંકર તથા ઓઝા દેવરામ ભવાની બાર ગામના પટેલ કહેવાતા હતા. તે બાર ગામ—નગર, ધ્રોળ, હડીયાણું પડધરી, રાજકોટ, ગોંડળ, મેંગણી, કાળાવડ, ધ્રાફા. નીકાવું, ભલસાણ, આણંદપુર.

૨. આ પાંખીમાં હાલ કોઈ નથી. ધ્રોળથી ત્રવાડી કુટુમ્બો જામનગર વસવા આવેલા તે આ પાંખીમાં ગણાતા હતા, પણ પાછળથી તેમાં ડોસા ત્રવાડી થયા તેઓ પોતાની કાર્યકુશળતાથી પટેલ ગણાવા લાગ્યા તેથી આ પાંખી ડોસા ત્રવાડીની પાંખી નામે ગણાવા લાગી.

૩. કંઠાળીયા ગાધે એટલે કંઠાળ દેશના પટેલ ગણાતા હતા. કંઠાળ દેશ એટલે હાલમાં જ્યાં શીશાંગ, મેંગણી, કાળાવન, આણંદપુર, નીકાવું વિગેરે છે તે

ગાધેની. પાંચમી ઓઝા દેવરામ ભવાનીની[1] છઠ્ઠી ત્રવાડી ત્રીકમજી રણછોડજી અગ્નિહોત્રી. સાતમી ત્રવાડી કુબેર કોઢીયાની[2] અને આઠમી જોશી જીવરામની[3]

જામનગરમાં ઓઝા દેવરામ[4] ભવાની ઘણા શ્રીમંત અને જ્ઞાતિ હિત-ચિંતક પુરૂષ થઇ ગયા છે. જ્ઞાતિમાં કોઈ નબળા માણસને ત્યાં આવેલા પ્રસંગે પોતે ઘી વિગેરે વસ્તુઓ લાવી આપી ઉકેલી દેતા અને તેના પૈસા નહિં લેતા છાની રીતે માંડી વાળતા હતા. શ્રીમંતનું તેમજ જ્ઞાતિ આગેવાનનું જ્ઞાતિ પ્રત્યેના શુભ કર્તવ્યનું આ એક ઉમદા દ્રષ્ટાંત છે. તેમને બે સ્ત્રીઓ હતી પહેલી સ્ત્રીથી કીપાશંકર[5] ચત્રભુજ, પ્રેમાનંદ, અને લખુ તથા બીજી સ્ત્રીથી જગજીવન અને સધરામ ઉર્ફે સદાનંદ એમ છ દીકરાઓ થયા હતા. તેમાં જગજીવન ઓઝા પ્રભાવશાળી અને આપકર્મી થયા હતા. એમ કહેવાય છે કે ખુદ જામ સાહેબ પોતે કામ પ્રસંગે ઘણીવાર જગજીવન ઓઝાને તેમને ઘેર મળવા આવતા હતા. એટલુંજ નહિ પરંતુ કોઇ વખત જગજીવન ઓઝા દેવસેવામાં બેઠા હોય તો જામ સાહેબ એટલો સમય તેમની રાહ જોઇ તેમને ઘેર બેસી રહેતા હતા. તે શ્રીમંત અને લેખક હતા. તેઓએ ગ્રંથ લખી પોતાની વિદ્વતા પુરવાર કરેલી છે આથી

---

ભાગો આ વિભાગમાં એ સમયે જ્ઞાતિબંધુઓના આશરે ૩૦૦ ઘર હતાં એમ કહેવાય છે. પણ હાલ મેંગણી, કાળાવડ એ બે ગામમાં જુજ ઘરો છે. નીકાવામાં અગાઉ વેલા ભીમજીએ મહારૂદ્ર યજ્ઞ કર્યો હતો અને ૧૨ ગામનું દેશ તેડું કર્યું હતું. જામનગરના જગજીવન ઓઝા તેમના ભાણેજ થતા હતા. દક્ષિણા આપતી વખતે ખોળામાં માય એટલી કોરીઓ આપવા વેલા ત્રવાડીએ કહ્યું હતું એમ કહેવાય છે.

૧. આ પાંખી બીજા નંબરમાં ગણાતી હતી તેમાં નવલખા ગાજરફળીયાના યુજુર્વેદી, તથા ચકલાના યજુર્વેદી મુખ્ય ગણાતા હતા.

૨. આ પાંખીમાં બળીયા રામા નામે જાણીતા પુરૂષ થયા છે.

૩. આ પાંખીમાં જ્ઞાતિની અંદરના દુબળા પાતળા માણસોનો મોટો ભાગ હતો. આ પાંખીના પટેલ જીવરામ જોશી હતા.

૪ એવું સાંભળવામાં આવ્યું છે કે જામનગરમાં જામ જસાજીના સમયમાં મહાદેવ ઓઝા, અને ઇશ્વર ઓઝા રાજ્યમાં સન્માનનીય પુરૂષો થઈ ગયા છે.

૫ કીપાશંકરના નામની પાંખી ચાલી છે. તેઓ વિદ્વાન તથા વેપારી હતા. એમ કહેવાય છે કે તેમના ઘરે વહાણો ચાલતા હતા અને વૃતો અપાતાં હતાં. તેમના એકભાઇ પ્રેમાનંદ સન્યાસી થયા હતા. તેઓ મૂળથી સોનેરીનો ધંધો કરતા હતા અને હાલ પણ તેઓના વંશજો સોનેરીનો ધંધો કરી રહ્યા છે.

જામ સાહેબ પાસે તેમનું ઘણું સારૂં માન હતું અને તેઓ જામ સાહેબની જીભ કહેવાતા હતા.

સદાનંદ ઓઝા પણ બહુ વિદ્વાન અને હોશીયાર થઇ ગયા છે. તેઓ આખો સામ વેદ ભણ્યા હતા. તેઓ ચોરાશી નાતના પટેલ ગણાતા હતા. રાજ્યમાં પણ તેમનું માન સારૂં હતું. તેઓ દેશાવરમાં બુદ્ધિશાળી અને શ્રીમંત ગણાતા હતા. ધર્મનાં પુસ્તકો જેટલાં સદાનંદ ઓઝા પાસે હતા તેટલાં કાઠીયાવાડમાં અન્ય કોઇ સ્થળે જોવામાં આવતાં નથી એમ કહેવાય છે. આ પુસ્તકોનો ભંડાર હજુ પણ તેમના વંશજ સાચવી રહેલા છે.

એમના વંશજ ઉતરોતર જ્ઞાતિની પટલાઇ કરતા આવ્યા છે. જોકે પૈસે ટકે આગળ જેવી સ્થિતિમાં નથી તો પણ તેમના કુટુમ્બ પ્રત્યે જ્ઞાતનું માન સારૂં છે.

ડોસા ત્રવાડી તથા રામાનંદ ત્રવાડી ધ્રોળથી જામનગરમાં રહેવા આવ્યા હતા. રામાનંદ ત્રવાડીને ત્રણ દીકરા હતા જેઓ જામ સાહેબ પાસે નોકરીમાં રહ્યા હતા. એમ કહેવાય છે કે અંદરજી ત્રવાડી હાથી ઉપર બેસીને જામ સાહેબની વતી ગાયકવાડના સુબાઓને જમે ચુકવવા સામા જતા હતા. ડોસો ત્રવાડી રાજ્યમાં માનીતા હતા. અને જામ સાહેબ પાસે તેમનું ચલણ વધારે હતું એમ કહેવાય છે. રામાનંદના દીકરા જેઠા ત્રવાડી કાઠી પરગણું ભરતા હતા. વેલજી ત્રવાડી તથા જુઠા ત્રવાડી પણ રાજ્ય કારભારમાં માનીતા હતા. તેમના વંશજો હાલ આગળની જેવી સ્થિતિમાં નથી.

ધ્રોળમાં થઇ ગએલા ભૂદેવ ત્રવાડી જામનગર રાજ્યમાં પણ નોકર હતા. તેમના વંશજ પાછળથી જામનગર રહ્યા હતા. ધ્રોળમાં થઇ ગએલા વિરેશ્વર ત્રવાડીના વંશજ રેવેશ્વર ત્રવાડી જામનગર આવી વસ્યા હતા. તેમના દીકરા ધનેશ્વર ત્રવાડી વેદ વિદ્યામાં આખા કાઠીયાવાડમાં જાણીતા થયા છે તેમના દીકરા મૂળજી સન્યાસી થયા હતા. મુળજી ત્રવાડી પોતે જામનગર છોડી કચ્છ માંડવામાં રહેવા ગયા હતા.

ધ્રોળમાં જેમ ત્રવાડી કુટુમ્બ જાણીતું અને ધનાઢય થઇ ગયું છે. તેમ જામનગરમાં ઓઝા કુટુમ્બ જાણીતુ અને ધનાઢય થઇ ગયું છે. ગૃહસ્થાઇમાં, વ્યાપારમાં રાજ્ય દરબારમાં અને વિદ્વતામાં જામનગરે સારી નામના કાઢી છે. અગાઉ જામનગરમાં ઘણા ઘરો હતા એમ કહેવાય છે.

પણ હાલતો ૧૭૫–૨૦૦ ધરો છે. કેટલોક ભાગ દેશાવરમાં નોકરી ધંધાર્થે નીકળી ગયો છે. અગાઉ જેવી શ્રીમંતાઇ રહી નથી. સામવેદી અને યજુ-વેંદી બંને વેદના બંધુઓ આહં રહે છે. પાટણ, અમદાવાદ, હળવદ, વિગેરે સ્થળેથી પણ અહિં ઘણા કુટુમ્બો રહેવા આવેલા છે. જામ-નગરમાં અગ્નિ હોત્રીઓ પણ છે, તેમ વેદ પારાંગત ભગ્વદ્દભક્ત વિશ્વનાથ ગુરુ પણ જામનગરમાંજ થઇ ગયા છે. તેમણે લખેલા વેદાંત જ્ઞાનના પુસ્તકો વેદ વિદ્યાના જીજ્ઞાસુઓને માર્ગદર્શક છે. મહાલક્ષ્મી માતાનું મંદિર સારૂં છે અને તેનો વહીવટ જ્ઞાતિ બંધુઓના હાથમાં છે. જામન-ગરના આગેવાનોએ જમાનાના વાતાવરણમાં જ્ઞાતિ સુધારાને સ્થાન આપેલું છે.

કન્યાવિક્રયનો કુરિવાજ અટકાવવાને અગાઉ જામનગરની જ્ઞાતિએ પહેલ કરી બંધ બાંધેલો છે. જો કે આ બંધારણ હાલ બરાબર ચાલતું જોવામાં આવતું નથી. જો જામનગર વાસીઓ ધારે તો એકત્રતાથી ઘણું સારૂં કામ કરી શકે તેમ છે. ડોકટર પ્રભાશંકર ભાઇશંકર ભાવનગરવાળા જામનગર આવી વસ્યા છે ત્યારથી જ્ઞાતિ સેવાનું આદર્શભૂત કાર્ય કરી રહેલા છે તેઓએ હાલ એક મંડળ કાઢેલું છે અને તે દ્વારા જ્ઞાતિને ઉન્નતને માર્ગે આગળ ધપાવી રહ્યા છે.

## ધ્રોળ.

કાઠીયાવાડમાં આવેલું બીજા કલાસનું રાજ્ય છે. ધ્રોળનું રાજ્ય સ્થ-પાયાને ઘણા સૈકાઓ થયા છે. પરંતુ ઇ. સ. ૧૫૩૯ માં જ્યારે જામ રાવળે જામનગર સ્થાપ્યું ત્યારે તેમના ભાઇ હરધોળજીને ધ્રોળ વિગેરે બાર ગામો આપવામાં આવ્યા તેથી તેણે ધ્રોળમાં રાજ્યગાદી સ્થાપી. તેઓ કચ્છથી ઉતરી આવેલા હતા. એટલે તેમની સાથે કચ્છમાંથી ત્રવાડી વિરે-શ્વર આવેલા હતા. તેમણે પોતાનો નિવાસ ધ્રોળમાં રાખેલા. તેમને રાજ્ય તરફથી પાદર તલાડા અને જેસાવદર એમ ત્રણ ગામ ગરાશમાં મળ્યા હતા. જેમ જેમ વિરેશ્વર ત્રવાડીનો વંશ વધતો ગયો તેમ તેમ આ ગરા-સની વહેંચણી પણ થતી ગઇ અને જે કુટુમ્બો નિર્વંશ ગયા એટલે તેમનો ગરાશ યોગ્ય બદલો આપી રાજ્ય તરફથી ખાલસા કરવામાં આવ્યો છે એટલે હાલ વિરેશ્વર ત્રવાડીના વંશજો પાસે ઘણોજ થોડો ગરાસ રહેલો છે વિરેશ્વરના વંશજો વિરાણીને નામે ઓળખાય છે.

વિરેશ્વર ત્રવાડીએ ધ્રોળમાં વસવાટ કર્યા પછી તેમના વંશજ ત્રવાડી અંબાપ્રદાસ રણછોડ મેર કે જેઓ ધ્રોળના કારભારી તથા જ્ઞાતિના પટેલ થયા હતા તેમણે ધ્રોળની શ્રીમાળીની ત્રણ બ્રહ્મપુરીઓ બંધાવી હતી. ત્રવાડી વિરેશ્વરે ધ્રોળમાં આજુબાજુથી જ્ઞાતિ બંધુઓને બોલાવી વસાવ્યા હતા. પોતાની દીકરીઓ આપેલી તે કુટુમ્બીઓને પણ ત્યાં વસાવવામાં આવ્યા હતા. આથી કરીને ધીમે ધીમે ધ્રાળમાં જ્ઞાતિ બંધુઓની વસ્તી વધતી ગઇ અને તે આશરે ૩૦૦ ધર સુધી પહોંચવા પામી. રાજ્યનો આશ્રય જ્ઞાતિ બંધુઓને સારો હતો તેમ જ્ઞાતિ બંધુઓ પણ હોશીયાર અને ચાલાક થતા ગયા તેથી ધ્રોળની જાહોજલાલી વધી.

ધ્રોળ ગામની ઇશાન તરફ નદી કિનારે રેવનાથ મહાદેવનું શિવાલય છે તેની સ્થાપના ત્રવાડી વિરેશ્વરના વંશજ જાગેશ્વર તથા જગન્નાથે નર્મદા વિગેરેની યાત્રા કરી આવ્યા પછી સંવત ૧૪૨૬ ના મહાસુદ ૧૧ ને શનીવારના રોજ કરેલી છે. તે બંને પુરૂષો કરમી થયા હતા. તેમણે આ પ્રસંગે હાલારના બાર ગામનું દેશ તેડું કર્યું હતું અને સારી રીતે બ્રહ્મ ભોજન કર્યું હતું. રેવનાથના નિભાવ માટે બે ખેતર, અને વાડી આપી બે કુવા ગળાવી આપ્યા હતા. તથા ધ્રોળ તાબેના ૧૨ ગામમાં લાગાઓ પણ કરાવી આપ્યા હતા. રાજ્યમાં વિરેશ્વર ત્રવાડીનું બહુમાન હતું અને તે રાજ્યના મૂખ્ય પુરૂષ તરીકે ગણાતા હતા. તેમ તેમના નામના કર–લાગા પણ ચાલતા હતા. વખત જતાં આ લાગાઓ બંધ થવા પામ્યા છે. પરંતુ રાજ્યના મોભાની સાથે જ્ઞાતિમાં એમનો મોભો સારો હતો. તેઓ જ્ઞાતિના પટેલ ગણાતા હતા. અને જ્ઞાતિ હિતનાં કાર્યો કરતા હતા. તેમના વંશમાં દેવનંદ કોટેશ્વર પણ જાણીતા પુરૂષ થઇ ગયા છે.

ધ્રોળમાં ત્રવાડી વિરેશ્વરના કુટુમ્બો ઉપરાંત ત્રવાડી કલ્યાણજી ગંગારામ, ત્રવાડી કાશીરામ રૂપજી ત્રવાડી હરી કુબેર, ઓઝા જગન્નાથ જયાનંદ, તથા ત્રવાડી તળશી વિગેરે આગળ પડતા પુરૂષો થઇ ગયા છે. ત્રવાડી તળશીના વંશજ તળશીઆણીના નામે ઓળખાય છે. આ પ્રમાણે ૧૬, ૧૭ મી સદીમાં ધ્રોળમાં આપણી જ્ઞાતિનું પુર જોર હતું. જો કે હાલ આ જોર ધણું કમી થઇ ગયું છે અને ૩૦૦) ધરને સ્થળે ૬૦–૭૦ ધરની વસ્તી રહી છે.

ધ્રોળ જેમ શ્રીમંતાઇમાં અને હોશીયારીમાં આગળ પડતું હતું તેમ વેદ વિદ્યામાં પણ આગળ પડતું હતું. ધ્રોળમાં ધણા વેદ પારંગત

વિદ્વાન પુરૂષો થઇ ગયા છે. તેઓમાં ત્રવાડી કલ્યાણજી ગંગારામ પ્રભાવશાળી ગણાય છે તેઓ શ્રીમંત હતા તેમજ વ્યાજ વટાવની પેઢી ચલાવતા હતા. તેમણે મહારૂદ્ર વિગેરે ધર્મ ક્રિયા કરી ઘણો પૈસો વાપરેલો છે. તેમની નામના અત્યારે પણ શોભાને પાત્ર ગણાય છે તેમનો વંશ બહોળો અને આબરૂદાર છે. ઉતરોત્તર વ્યાપાર અને વેદ ભણવાનો ધંધો એમના વંશમાં હજુ પણ ચાલુ છે.

ત્રવાડી કાશીરામ રૂપજી તથા ત્રવાડી ભૂદેવ નંદરામ તથા ત્રવાડી ડોસા રામકૃષ્ણ એ પુરૂષો પણ પ્રભાવશાળી થઇ ગયા છે. ત્રવાડી ડોસા રામકૃષ્ણે કેટલાંક વર્ષો સુધી ધ્રોળ રાજ્યનો કારભાર કર્યો છે. ત્રવાડી ભૂદેવ નંદરામને રાજ્ય તરફથી સારાં કામ કરવા બદલ જમીન મળેલી હતી જે એમના વંશજ હજુ પણ ખાય છે.

ઓઝા દેવનંદ આશારામ એ વિદ્વાન અને પરગજુ પુરૂષ હતા. મોરબીના રસ્તાપર ચાર ગાઉના ગાળામાં પાણી મળતું નહી. તેથી વટેમાર્ગુને મુશીબત હતી, તેથી તેમણે ત્યાં એક પાણીની વાવ ગળાવી પોતાને ખર્ચે અવેડા ચાલતો કર્યો. એક વખત ગાયકવાડ સરકાર ખંડેરાવ પેશકશી ઉઘરાવવા એ રસ્તે નીકળ્યા તે આ પાણીના ધર્માદાથી ઘણા ખુશી થઇ એ અવેડાનું ખર્ચ પેશકશીમાંથી આપવાનો બંદોબસ્ત કર્યો. તથા દેવનંદ ઓઝાની માગણીથી બ્રાહ્મણો ઉપરનો વેરો તથા દાણ માફ કરાવ્યાં તે સિવાય ગાયકવાડ સરકારે વર્ષાસન બાંધી આપ્યું. તથા દરબાર તરફથી વાવ નીચે જમીન આપવામાં આવી તેની પેદાશ તેના વારસો આજ સુધી ખાય છે. તેમના વંશજો હાલ અવેડીયાના નામથી ઓળખાય છે[1]

ત્રવાડી હરી કુબેર મોટા વેપારીને શ્રીમંત હતા. તેણે મહારૂદ્ર કર્યો, તથા તેના વંશમાં ત્રવાડી બાવા દામોદરે એક શિવાલય બંધાવ્યું.

ઓઝા જગન્નાથ જયાનંદના બાપદાદાઓ મારવાડ તરફનો વેપાર કરતા હતા. એના વંશમાં પણ કેટલાક વિદ્વાનો થયા.

ઉપરની હકીકત ઉપરથી જણાય છે કે ધ્રોળમાં વસનારાનો મોટો ભાગ શ્રીમંત અને વેપારી હતો. વળી તેઓ ધીરધારનો ધંધો કરતા હતા.

---

૧ એમના વંશમાં કામાકોટા ઓઝા જાણીતા પુરૂષ થઈ ગયા છે. તેઓ વિદ્વાન અને વહેપારી હતા. ઓઝા માવજી વેદ વિદ્યામાં પ્રવીણ હતા તથા તેના દીકરા હરીશંકર પણ વેદ ભણ્યા હતા.

એટલે એમ પણ કહેવાય છે કે " પૈસા જોતા હોય તો બ્રહ્મપુરીમાં જાઓ ',
આ પ્રમાણે કહેવાતું હતું. રાજ્યકારભાર કરવામાં પણ તેઓ કુશળ જણાયા
છે; વેદ વિદ્યામાં તો આખા કાઠિયાવાડમાં ધ્રોળે નામના કાઢી છે એમ
કહીએ તો ખોટું નથી. શુકલતીર્થના વેદ પાઠીઓજ ધ્રોળમાં વેદની
પારાયણ કરી શકતા હતા. એ શિવાય સામાન્ય વિદ્વાનો ધ્રોળના વિદ્વાન
જ્ઞાતિ બંધુઓની વિદ્વતા પાસે માન મૂકી ચાલી જતા હતા. આથી ધ્રોળના
વિદ્વાનોનું સન્માન આખા કાઠીયાવાડમાં અને રાજ્ય રજવાડાઓમાં પણ
થતું હતું. મહારૂદ્ર જેવાં ધર્મકાર્યો ધ્રોળમાં વધારે થયાં જણાય છે. એક
સાથે આવેલી ત્રણ બ્રહ્મપુરીઓ–જ્ઞાતિ બંધુઓને વસવાટ કરવાની એક
સાથેની જગ્યા ધ્રોળ શિવાય આખા કાઠીયાવાડમાં કયાંય જોવામાં આવતી
નથી. જાગીરદારો અને રાજ્ય સનમાનનીય પુરૂષો પણ ધ્રોળમાં વધારે
થયા જણાય છે. પરંતુ કાળની ગતિ ગહન છે. એક પ્રકારની પરિસ્થિતિ
કોઇની રહી નથી અને રહેવાની નથી. ધ્રોળની પણ એ દશા થવા પામી
છે. ૧૯ મી સદીમાં અગાઉનું ધ્રોળ નહોતું. ઘણા વ્યાપારીઓ ઘસાઇ
ગયા. કેટલાકો વેપાર ધંધાર્થે પરદેશ ગયા અને કેટલાકના નિર્વંશ જવાથી
ધ્રોળની વસ્તી ઘટવા પામી છે. કેટલાકો બાપદાદાઓને ચીલે ચાલી શક્તિ
ઉપરાંત જ્ઞાતિ વરાઓ અને બ્રહ્મભોજનો કરાવવાથી પડતી સ્થિતિમાં આવી
ગયા. આવાં કારણોથી યજમાન વૃતિ અને ભિક્ષા વૃત્તિએ પગપેસારો
કર્યો પણ ૨૦ મી સદીમાં ફરીને ધ્રોળે નવા લેબાસમાં દેખાવ દીધો છે.
વેદ વિદ્યાને સ્થળે અંગ્રેજી કેળવણી વધવા પામી. વેપારને બદલે દેશાવરમાં
નોકરીઓ કરવાનું કાર્ય શરૂ થયું, અને પરિણામે પડતી સ્થિતિમાં આવેલું
ધ્રોળ આગળ પડતું થયું. વૈદ્યરાજ જટાશંકર લીલાધર, સાક્ષર કેશવજી
વિશ્વનાથ, દીવાન ત્રિભોવનદાસ મૂળશંકર, જ્ઞાતિ સેવક ભાઇ ત્ર્યંબકલાલ
શિવશંકર ત્રિવેદી એમ. એ. જેવા પુરૂષો ધ્રોળે આપ્યા છે; ધ્રોળના
પરિવર્તનની આ પરિસ્થિતિ. ધ્રોળમાં મહાલક્ષ્મી માતાનું મંદિર છે જેનો
વહીવટ જ્ઞાતિ બંધુઓ કરે છે. ધ્રોળનો સંબંધ હાલારના ૧૨ ગામની
સાથે છે. જ્યારે કોઇને નાનું દેશતેડું કરવું હોય છે ત્યારે એ ૧૨ ગામોમાં
કંકોત્રીઓ લખાય છે. ધ્રોળમાં સ્ત્રી કેળવણીનો પગ પેસારો પણ સારો
છે. જેઓ ભરત ગુંથણનું, સીવણનું કામ ઘરગથ્થુ ઉપયોગ તરીકે સારૂં
કરે છે. ધ્રોળની કેળવણીનું દૃષ્ટાંત અનુકરણીય છે.

## રાજકોટ.

એ કાઠિયાવાડમાં જુનું રાજ્ય છે. પરંતુ તેનેય અનેક વખત જુદી

જુદી સત્તા નીચે આવવું પડયું છે. ઇ. સ. ૧૭૨૨ માં મુસલમાન રાજ્યકર્ત્તા મસમકુલીખાને રાજકોટનો કિલ્લો બંધાવ્યો છે. એટલે ૧૮ મી શદીમાં ત્યાં ઇસ્લામી રાજ્ય હોવાનું સાબીત થાય છે. ઇ. સ. ૧૭૩૩ માં રણુમલજીએ મસમકુલીખાનને મારી રાજ્ય સત્તા પોતાના હાથમાં લીધી ત્યારથી ત્યાં જાડેજા રજપુતોની સત્તા સ્થિર થઇ છે. રાજકોટના રાજ્યકર્તા જામનગરથી ઉતરી આવેલા છે અને તે લગભગ સોળમી સદીની આખર ઉતર્યા મનાય છે. આ હિસાબે આપણી જ્ઞાતિની વસ્તી પણ ત્યાં સોળમી સદીની આખર થએલી હોવી જોઇએ. અને તે હળવદ તથા અમદાવાદ તરફથી આવી હોય એમ મનાય છે. રાજકોટ હાલારના બાર ગામ પૈકીનું છે. રાજકોટમાં બે ચાર નામાંકિત કુટુંબો થઇ ગયા છે. સ્વર્ગસ્થ મીઠા ઓઝાનું કુટુંબ શ્રીમંત અને જાણીતું થયું છે. તેઓ વ્યાપારને માટે આવેલા અને આશરે બસેક વર્ષ ઉપર રાજકોટમાં નીવાસ કર્યો કહેવાય છે. બાવા ઓઝા અને ચત્રભજ ઓઝા પ્રભાવશાળી થયા છે. તેમનું માન બાર ગામો ઉપરાંત દેશાવરમાં પણ સારૂં હતું. બાવા ઓઝાએ કન્યાવિક્રય અટકાવવા કમિટિની યોજના ઘડી અને બાર ગામોના આગેવાનોને એકત્ર કરી જોડીયા મુકામે બંધ બાંધ્યો હતો. આ કમિટિનું બંધારણ વખાણુને પાત્ર છે અને તેમાં આગળ ઉપર ઘણા કુટુંબો ભળેલા છે. દવે કુટુંબમાં રા. હરિશંકર ઇશ્વર, ઓઝા કુટુંબમાં રા. જગજીવન બાવાભાઇ અને સ્વર્ગસ્થ મોતીરામ ત્રવાડી એજન્સીમાં શિરેસ્તદાર અને દફતરદાર સુધી નોકરીમાં આગળ વધેલા છે. યજુર્વેદી અને સામવેદી બંને કુટુંબો મુળથી વસે છે. અગાઉ એક બે કુટુંબો સારા થઈ ગયા છે. પરંતુ તેમનાં નિર્વંશ ગયા છે. હાલ તો રાજકોટ, કાઠિયાવાડની બ્રિટિશ હકુમતનું પાટનગર હોવાથી કેન્દ્રરૂપે થઇ પડયું છે. આથી ત્યાં કેટલાક જ્ઞાતિબંધુઓ નોકરી ધંધાર્થે આવી વસેલા છે. મહાલક્ષ્મીનો વહિવટ ઘણા વર્ષોથી દરબાર હસ્તક છે. સદર અને રાજકોટને ભોજન વ્યવહાર નથી તેમ રાજકોટને ધ્રોળ, જામનગર સાથે ભોજન વ્યવહાર નથી એમ કહેવાય છે. ડૉ. ગિરજાશંકર સાદો ધંધો ચલાવે છે ત્યારે વકીલ ગીરજાશંકર અંબારામ આપ હોશિઆરી અને વ્યવહાર કુશળતાથી વકીલાતના ધંધામાં અને જ્ઞાતિમાં સારૂ માન મેળવી શકયા છે. દવે હરિશંકરભાઇ પણ શ્રીમંત અને કાર્યદક્ષ ગણાય છે. ચાર પાંચ ઘર સદરમાં રહે છે ત્યારે ૩૫ ઘર શહેરમાં વસે છે. ઓઝા કુટુમ્બ અગાઉથી શ્રીમંત હોઇ ધીરધારનો ધંધો કરતું આવ્યું છે. હાલ તેનું કુટુમ્બ બહોળું છે.

## મોરબી.

આ રાજ્ય જુનું છે અને તેને પણ અનેક સત્તાના વાયરા વાયા છે. કચ્છના મહારાવના કબજામાંથી સોળમી સદીમાં તે અમદાવાદના મુસલમાન સુલતાન અને પાછળથી મોગલ પાદશાહના તાબામાં હતું. પરંતુ ઈ. સ. ૧૫૭૩ માં અમદાવાદના સુલતાન મુજફ્ફરશાહ બીજાને હરાવી મોગલ સમ્રાટ અકબરે ગુજરાત ઉપર આધિપત્ય મેળવ્યું ત્યારે સુલતાન નાશીને કચ્છના રાવ પાસે ગયો હતો. પાછળથી તેને અકબરને સોંપવામાં આવ્યો હતો તેના બદલામાં અકબરે મોરબી કચ્છના રાવ ખેંગારજીને પાછું સોંપ્યું હતું. ત્યારથી તેના ઉપર કચ્છના વંશજ જાડેજાનું રાજ્ય થયું છે. તેના મુળ પુરૂષ રવાજીના પુત્ર કાયોજી છે. તેમણે ઇ. સ. ૧૬૯૮ માં કચ્છથી સ્વતંત્ર થઇ મોરબીમાં ગાદી સ્થાપી હતી, આ હિસાબે મોરબીમાં આપણી જ્ઞાતિનો વસવાટ સત્તરમી સદીમાં થયો હોય એમ માની શકાય છે. અને મોટો જથ્થો હળવદથી તેમજ અમદાવાદથી આવી વસેલો માની શકાય છે. મોરબીમાં ઘણાં કુટુંબો જાણીતા થઇ ગયા છે. ચકુભાઇ વલમજી ઓઝાનું કુટુંબ જાણીતું છે અને તેના વડવાઓ પ્રભાવશાળી થયા કહેવાય છે. કોટાણીનું કુટુંબ પણ વ્યાપારમાં આગળ વધેલું હતું અને ધીરધારનો ધંધો કરતું હતું. આજે તેના વંશજ સહેજસાજ રહેલો ગરાસ ખાય છે. યજુર્વેદી ભાઇઓનો જથ્થો અહીં મોટો છે. પ્રથમ પણ હતો. તેમાં ઘણાં જાણીતા કુટુંબીઓ થઇ ગયા છે. ત્રવાડી કુટુંબ પણ અગાઉ ઘણું જાણીતું થયું છે. જેનાં નામથી દેશતેડાની કંકોત્રીઓ આવે છે. આશરે અઢારની સાલમાં વલમજી વસ્તાણી નામના ધનાઢ્ય યજુર્વેદી ભાઇએ પોતાને ઘેર પોતાની માતાના કારજ પ્રસંગે સમગ્ર જ્ઞાતિબંધુને આમંત્રણ કર્યું હતું જેમાં ગુજરાત કાઠીયાવાડના મોટા ભાગના જ્ઞાતિબંધુઓ આવ્યા હતા. તે વખતે તેમના દીકરા દુર્વ્યસની છે એવા શક ઉપરથી તેમને નાતમાં પીરસવા આવવાની ના કહેવાના સબબે ઝગડો થયો હતો. અને ત્યારથીજ સામવેદી યજુર્વેદી વિભાગ જુદા પડયા એમ મનાય છે. મોરબીમાં વ્યાપારીઓ પણ થઇ ગયા છે તેમ સ્વર્ગસ્થ વાલજીભાઇએ પોતાની વિદ્વતાથી મોરબીને અજવાળ્યું છે. હાલ રાજ્યની નોકરીમાં મોટો ભાગ છે અને પાંચ સાત કુટુમ્બો વ્યાપાર કરે છે. ત્યાં મહાલક્ષ્મીજીનું સુંદર મંદિર બજાર વચ્ચે છે જેનો વહિવટ આપણા જ્ઞાતિભાઇઓ કરે છે. ત્યાં એક અંબિકાવિજય પાઠશાળા છે અને તેને અંગે મંડળ છે અને જ્ઞાતિની એક સુંદર વાડી છે.

મોરબીની પાસે દસેક ગાઉ દુર વેજલપુર નામનું ગામ છે જેનો વ્યવહાર મોરબી સાથે છે. પહેલાં હળવદ જોડે હતો. અગાઉ ત્યાં ૨૦-૨૫ ઘર હતાં. જે બધાય યજુર્વેદી હતા. હળવદથી ત્યાં આવી વસેલા હતા. હાલ ૧૦ ઘર છે. ત્યાં શીવશંકર દુર્લભજી દવે એક સારા વ્યાપારી થઇ ગયા છે. સર્વે ગરાસદાર છે. અને હાલમાં તેના વંશજ અભ્યાસ કરે છે અને કેટલાક સ્વતંત્ર નોકરીઓ કરે છે. કેટલાક વ્યાપાર પણ કરે છે.

## વાંકાનેર.

વાંકાનેરના રાજ્યકર્તા હળવદથી ઉતરી આવ્યા છે. ઇ. સ. ૧૬૨૮ માં જ્યારે રાજચંદ્રસિંહજી ધ્રાંગધ્રામાં મરણ પામ્યા તે પહેલાં એના પૌત્ર સુલતાનસિંહજી વાંકાનેર તરફ આવેલા અને આજુબાજુનો મુલક આપ બળે કબજે કરેલો એટલે આપણી જ્ઞાતિની વસ્તી વાંકાનેરમાં એજ અરસામાં થએલી હોય એમ માની શકાય છે. વાંકાનેરમાં કુણુજરા ઓઝાનું મોટું કુટુમ્બ વસે છે જે ધોળકા અને કુણજરથી ત્યાં આવી વસેલું હોય એમ માની શકાય છે. આ કુટુમ્બ કળીયણ મંડળીમાં ભળેલું છે એ ઉપરાંત ત્યાં એક બે બીજા કુટુમ્બો પણ વસતા હતા. હાલ વાંકાનેરમાંથી આગળ પડતી કેળવણીના પ્રભાવે ચાર પાંચ ભાઇઓ આગળ પડતા થયા છે અગાઉ વાંકાનેરના વતનીઓ વેપાર તેમજ ધીરધારનો ધંધો કરતા હતા તેમ પણ કહેવાય છે. મહાલક્ષ્મી માતાનું મંદિર સારું છે અને તેનો વહીવટ જ્ઞાતિભાઇઓ કરે છે. ઘણાખરા ભાઇઓ જથ્થામાં રહે છે. ઓઝા કુટુમ્બનો મોટો ભાગ રહે છે, તે ઓઝા શેરીને નામે ઓળખાય છે. અગાઉ વાંકાનેરમાં વધારે કુટુમ્બો વસતા હતા. પરંતુ થોડાક કુટુમ્બો સંજોગો વસાત બહારગામ જઇ વસેલા હોવાથી હાલ થોડા કુટુમ્બો વસે છે તેથી વસ્તી ઘટી છે.

## વઢવાણ.

હળવદના રાજ્યકર્તા રાજચંદ્રસિંહજીના પાટવી કુંવર પૃથ્વીરાજજી ને આ ગામ જીવાઇમાં મળ્યું હતું. પણ જુનાગઢથી પાદશાહી ખજાનો અમદાવાદ આવતાં પૃથ્વીરાજજીએ તે લુંટયો હતો આથી તેને પકડી અમદાવાદમાં જીંદગી પર્યંત કેદ કરવામાં આવ્યા હતા. રાજચંદ્રસિંહજીના મરણ પછી દગાથી તેના ભાઇ આશકરણજીએ ગાદી પચાવી પાડવાથી પૃથ્વીરાજના મોટા પુત્ર સુલતાનસિંહજીએ જેમ વાંકાનેર જઇ રાજ્યગાદી

સ્થાપેલી તેમ તેના નાનાભાઇ રાજાજીએ વઢવાણમાં રાજ્યગાદીની સ્થાપના કરી. એટલે વઢવાણમાં ઝાલા વંશની ગાદી સ્થિર થયા પછી આપણી જ્ઞાતિની વસ્તી ત્યાં આવેલી માની શકાય. વળી એમ પણ કહેવાય છે કે હળવદમાં જ્યારે જ્ઞાતિબંધુઓમાં ટંટો થએલો ત્યારે હળવદના કેટલાક ભાઇઓ હળવદની મહાલક્ષ્મીજીની મુર્તિને લઇ વઢવાણ આવી વસેલા અને ત્યાં સુંદર દહેરૂં બંધાવી માતાજીની સ્થાપના કરેલી છે. વઢવાણમાં વસ્તું ત્રવાડી ગોવિંદરામ મોરારજીનું કુટુમ્બ સીતાપુરથી ત્યાં આવી વસેલું છે. બે ચાર કુટુમ્બો ધોળકાથી પણ ત્યાં આવી વસેલા હતા. વઢવાણમાં ચાર પાંચ કુટુમ્બો નામાંકિત થઇ ગએલા છે. સ્વર્ગસ્થ સુંદરજી જદુરામ વઢવાણમાં સારા વ્યાપારી થઇ ગયા છે. તે ગરાસદાર પણ હતા. તેમને સંતતિ ન હોવાથી તેમની ગાદીએ વાંકાનેરથી કાનજી ઓઝા આવેલા તથા રાણપુર તરફનો બધો ગરાસ સ્વર્ગસ્થ મોહનલાલ પ્રાણજીવનને મળેલો કહેવાય છે. અગાઉ વઢવાણમાં સારી વસ્તી હતી. પરંતુ કેટલાક બહારગામ વસવાટ કરવા ગએલા હોવાથી હાલ ૬૦ ઘરની વસ્તી છે. જ્ઞાતિભૂષણ કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઇનું નિવાસ સ્થાન પણ આ વઢવાણ હતું. ઝાલાવાડના ૧૨ ગામનો ચોમલ[1] બાંધેલો છે તેમાં વઢવાણ મૂખ્ય ગણાય છે.

આ ગામમાં કેટલાક પરગજુ પુરૂષો થઇ ગયા છે તેમણે સાર્વજનિક કામો કરેલાં છે. દેવનંદ ત્રવાડી તથા પ્રાણજીવન ઓઝાએ કુવાઓ ગળાવ્યા છે. તથા ઘેલા ઓઝાએ સવંત ૧૯૪૮ માં ઠાકરદ્વાર બંધાવી તેના નિભાવ માટે ખેતરો આપેલાં છે જે હાલ ચુડગરના મંદિરના નામે ઓળખાય છે. જેઠા ત્રવાડી પણ નામાકિત પુરૂષ થઇ ગયા છે તેમણે ગાયત્રી પુરશ્ચરણ શતચંડી વિગેરે ધાર્મિક કાર્યો કરી બ્રહ્મ ભોજન કરાવેલાં છે.

## લીંબડી.

આ રાજ્ય પણ હળવદથી ઉતરેલું છે. રાજ્યકર્તાની સાથેજ આપણા જ્ઞાતિબંધુઓ હળવદ અમદાવાદ પાટણ વિગેરે સ્થળેથી અહિં વસવા આવ્યા હતા. લીંબડીના રાજ્યકર્તા ફતેહસિંહજીના સમયમાં પ્રભાશંકર વેદીયા દીવાનપદ ઉપર હતા એમ કહેવાય છે. નારણજી હરીરામ ત્રવાડી વહીવટદાર થઇ ગયા છે તેમની પાસે એક ગામ જેટલો ગરાસ હતો એમ કહેવાય

---

૧. ચોમલ એટલે નાનો દેશ તેમાં વઢવાણ, લીંબડી, રાણપુર, ચુડ ધ્રાંગધ્રા, સાયલા, સુદામડા, લખતર, સીતાપુર, હળવદ, વાંકાનેર અને બોટાદ એ બાર ગામો છે.

છે. એમને લક્ષ્મીજી પ્રસન્ન થયા હતા એમ સાંભળવામાં આવે છે. કૃપાશંકર વેદીયા સન્યાસી થયા હતા. વેદીઆ કુટુમ્બ અગ્નિહોત્ર રાખતું આવ્યું છે. અને તેને રાજ્ય તરફથી વર્ષાસન મળે છે. લીંબડીમાં પ્રથમતો આપણી જ્ઞાતિની વસ્તી વધારે હતી તેમ જાણીતા પુરૂષ પણ હતા. પરંતુ હાલ ફકત આઠ દસ ઘર છે. મહાલક્ષ્મી માતાનું મંદિર અંદર અંદરની તકરારને લઇ દરબારી વહીવટ નીચે છે. સ્વર્ગસ્થ કવિ ભવાનીશંકર લીંબડીમાં થઇ ગયા છે. લીંબડીમાં ગ. રા. જીવરામ જગજીવન દવેએ પોતાને ખર્ચે ઇ. સ. ૧૯૨૨ ના નવેંબરમાં જ્ઞાતિ પરિષદ બોલાવેલી હતી. આ શુભ કાર્યના બદલામાં જ્ઞાતિ પરિષદે તેમને માનપત્ર આપેલું છે.

આ ઉપરાંત કાઠિયાવાડમાં બીજા સ્થાનકો ઘણા છે કે જ્યાં આપણી જ્ઞાતિની વસ્તી છે. પરંતુ તે બધાંય સ્થળોની હકીકત વિસ્તારથી આપીએ તો ઘણું લંબાણ થવા સંભવ છે. તેથી ટુંકમાંજ તે હકીકત આપીએ છીએ.

શીહોર, મહુવા, પાલીતાણા, કુંડલા, વળા, ઉમરાળા, સાણોદર, ભંડારીઆ, ત્રાપજ, તળાજા, બોટાદ, ગઢડા, અમરેલી, ધારી, બગસરા, બરવાળા, ઉપલેટા, ધોરાજી, બાબરા, સરધાર, આંકડીઆ, જેતપુર, જસદણ, સાયલા, સુદામડા, સીતાપુર, લખતર, ગઢાળી, ખુંટવડા, ઘોઘા, દીઓર, લાઠી, ચિત્તળ, પોરબંદર, જુનાગઢ, માંગરોળ, વેરાવળ, ભેંસાણ, રાણપુર, ગોંડલ, વિગેરે ઘણા ગામો છે. આ બધા ગામોમાં લગભગ સોળમી અને સત્તરમી સદીમાં જ્ઞાતિભાઇઓ આવી વસેલા છે. લગભગ ધ્રાંગધ્રા અને વઢવાણથી શરૂ થઇ દક્ષિણમાં ભાવનગર–મહુવા અને પશ્ચિમમાં અમરેલી અને તેની આજુબાજુના વિભાગમાં ધોળકા અને અમદાવાદથી વસ્તી આવી હોય એમ અનુમાની શકાય છે. તેમજ હાલાર, સોરઠ અને મધ્ય કાઠિયાવાડ તેમજ મોરબી વિભાગમાં મોટે ભાગે હળવદ અને પાટણથી આવી વસવાટ કર્યો હોય એમ માની શકાય છે. કારણકે એક બીજાનું સગુંવહાલું તપાસતાં આ વિભાગોમાં વધારે સંબંધ હોય એમ જણાય છે. ધોળકામાં જે નામા નોતરાં છે તેમાં વધારે ભાગ ગોહિલવાડ, વાંકાનેર, અને વઢવાણ ધ્રાંગધ્રાનો છે.

## વેદીઆ કુટુંબો.

જેમ હળવદ, ચુડા, જામનગર, ધ્રોળ વિગેરે ગામોમાં વેદપાઠી, કર્મકાંડીઓ થઇ ગયા છે તેમ ગુજરાતમાં શુકલતિર્થ, બરકાલ વેદીઆઓનું પ્રાધાન્ય સ્થાન ગણાય છે. એ ગામોમાં પણ ત્રણસો વર્ષ ઉપરાંતથી

આપણી જ્ઞાતિની વસ્તી વસેલી છે. જ્યારે ત્રણસો વર્ષ ઉપર કળિઅણ ક્રમિટિ ધોળકામાં બંધાઇ ત્યારે આ બધાં ગામોમાંથી સારાં કુટુંબો તેમાં ભળ્યા કહેવાય છે. જ્યારે બસો વર્ષ ઉપર દેશ બાંધવામાં આવ્યો ત્યારથી આ બધાં ગામોમાં કંકોત્રીઓ લખવામાં આવે છે. એટલે ધોળકા અને દેશ તેડાના નામા નોતરા અને નામો ઉપરથી આ વાતને સાબીતી મળે છે. શુકલ તીર્થમાં ઓઝા જીવણરામ શીવશંકર, ઓઝા ભાઇશંકર નિત્યારામ, ઓઝા મનસુખરામ દેવશંકર જાણીતા વિદ્વાનો થઇ ગયા છે. પ્રાણશંકર પાઠી તો હમણાજ થઇ ગયા છે. બરકાલમાં ગૌરીશંકર રવીશંકર ત્રિવેદી. પ્રેમશંકર ઉમીયાશંકર ત્રિવેદી, કાશીરામ માધવરામ ઓઝા પણ જાણુતા વિદ્વાનો થઇ ગયા છે. રેવાશંકર માધવરામ શાસ્ત્રી હજુ પોતાની વિદ્યાનો પ્રભાવ દર્શાવી રહ્યા છે. આ બે ગામમાં અગ્નિહોત્રીઓ હતા અને હજુ પણ છે. કપડવંજ અને ખંભાત પુરાણા ગામો છે તેમ આપણી જ્ઞાતિની વસ્તી પણ ત્યાં અગાઉ સારી હતી. હાલ પ્રાતિજ, મોડાસા, આતરસુંબા, વડોદરા, ડભોઇ, સંખેડા, પેટલાદ, વિજાપુર, ઇડર, ખેરાળુ, વિગેરે ગામોમાં આપણા જ્ઞાતિભાઇઓ વસે છે.

## કચ્છ.

કચ્છ એ એક સ્વતંત્ર મોટું રાજ્ય છે તે પુરાણું રાજ્ય છે અનેક પ્રકારની સારી નરસી સ્થીતિમાંથી તે પસાર થયું છે. વચમાં કેટલોક વખત મુસલમાનોના તાબામાં પણ રહેલું છે. પરંતુ રાવખેંગારજી પછી તે સ્થીર થયું જણાય છે એટલે કચ્છમાં આપણી વસ્તી પંદરમી સદીના અંત ભાગમાં થઇ હોય એમ માની શકાય છે. તે ભાઇઓ પાટણ, હળવદ, અમદાવાદ અને ધોળકાથી રહેવા આવેલા કહેવાય છે, પાટણની એક મુખ્ય પાખીના કુટુંબીઓ કચ્છ નળીઆમાં રહે છે એવી હકીકત આપણે પાટણની હકીકતમાંથી જાણી શકીએ છીએ. વળી ઇ. સ. ૧૫૩૯ માં ધ્રોળમાં હરધોળજી આવ્યા ત્યારે કચ્છ-માંડવીમાંથી ત્રવાડી વિરેશ્વરને સાથે લાવ્યાની બીના પણ અગાઉ આવી ગઇ છે. આથી એ પહેલાં કચ્છમાં આપણી વસ્તી હતી એ સિદ્ધ થાય છે. વળી ભુજ નગર સંવત ૧૬૦૫માં વસાવવામાં આવ્યાનું કહેવાય છે. આ વખતે રાવખેંગારજી ગાદી ઉપર હતા, તેમની મુલાકાતે પાટણથી ગાધે કુટુંબના ત્રવાડી વાસુદેવ આવ્યા હતા. તેમની પાસે શ્રી લક્ષ્મીનારાયણની પ્રાચિન મૂર્તિ હતી. તેમનો આદરસત્કાર રાવખેંગારજીએ કર્યો હતો અને મૂર્તિને રાજગઢમાં પધરાવવામાં આવી કહેવાય છે કે

રાજગાદી ઉપર બેસનાર આ મૂર્તિના દર્શન કર્યા પછીજ રાજગાદી ઉપર બેસી શકે, દેવની પાસે અમુક વિધિ કરવામાં આવ્યા પછીજ રાજ્યભિષેકની ક્રિયા સંપૂર્ણ થઈ ગણી શકાય. મંદીરના નિભાવ માટે ખેતર વિગેરેની ઉપજ બાંધી આપી હતી. વાસુદેવના પુત્ર વિદ્યાધરને સંવત ૧૭૦૦ માં રાવસાહેબે ઘરબાર બંધાવી આપ્યા હતા, તેના વંશજો આજ સુધી પણ તે મંદિરની પુજા કરે છે અને દેવને અંગે મળેલો ગરાસ ભોગવે છે. તે કુટુંબમાં હાલ ત્રવાડી લધુભાઇ દુર્લભજીએ દેવ અને જાગીરનો વહીવટ કરે છે. આ લક્ષ્મીનારાયણ દેવની પીઠીકા ઉપર એક લેખ છે જેમાં લખેલું છે કે—"નારાયણ માતમ્" સંવત ૧૫૩૬ વર્ષે આશો વદ ૧૪ પ્રાગ્વાટ જી. ગા. માકંડ સુ૦ દમાભા. હ્રીં. હું. કુટુંબ મહાલક્ષ્મી કારાવડ.[1]

આ ઉપરાંત ભુજમાં ધ્રોળથી શવ્યા ઓઝાના કુટુંબી માધવજી ઓઝા રહેવા આવેલા હતા જેમની ત્રણ પેઢીઓ ત્યાં થએલી છે. માધવજી ઓઝાના પુત્ર વૈજનાથ ઓઝા અંજાર વિગેરેમાં ન્યાયાધિશ હતા તેમજ જ્ઞાતિમાં આગેવાન ગણાતા હતા તેમજ રાજ્યમાં પણ તેમનું માન સારૂ હતું. હાલ ભુજમાં ૫ ઘર છે.

કચ્છમાં માંડવી બંદર એ પુરાણું શહેર છે અને ત્યાં આપણી જ્ઞાતિની વસ્તી પણ વધારે છે, હાલ ઓઝા અને ત્રવાડી એ બે કુટુંબો મુખ્ય અને મોટા છે, ત્રવાડી કુટુંબ જે પાટણથી પ્રથમ નળીઆ આવેલું હતું તે ત્યાંથી કેટલાક સમય પછી માંડવીમાં રહેવા આવેલું કહેવાય છે. નળીઆમાં ત્રવાડી અચળેશ્વર[2] પ્રભાવશાળી થઇ ગયા છે. તેમનાં પિતાનું નામ રેવાદાસ હતું. તેઓ ગરાસીઆઓ વિગેરેમાં ધીરધારનો ધંધો કરતા હતા. એમ કહેવાય છે કે આ ધંધાને અંગે લેણદેણના વાંધામાં કોઇ ગરાસીઆએ તેમનું ખુન કરેલું હતું. આથી અચળેશ્વર એ વખતના રાજ્યકર્તા રાવ દેસળજીને સ્વપ્નામાં આવ્યા અને ખરી હકીકત કહી પોતાની સમાધિ નળીઆમાં બંધાવવા સૂચના આપી હતી. આ ઉપરથી રાવ દેસળજીએ તેમની સમાધિ નળીઆમાં બંધાવી છે તે હજુ પણ છે. તેની પુજાનો પ્રબંધ કાયમને માટે કરેલો છે તથા તેને એનો ગરાસ પણ આપેલો છે જે ચાલુ છે. હજુયે આ સમા-

---

૧ આ લેખ ઉપરથી આ મુર્તિ ઘણી પ્રાચિન અને પ્રભાવશાળી હોવી જોઇએ એમ જણાય છે. લેખની ભાષા જોકે બરાબર નથી પણ તેથી મુળ વસ્તુ પ્રતિત થાય છે.

૨ એમનું બીજું નામ આણંદજી હતું એમ કહેવાય છે.

ષિની માનતાઓ ચાલે છે. આ ઉપરાંત ત્રવાડી કુટુંબમાં નંદબાઇ અને અગરબાઇ સતીઓ થએલી કહેવાય છે, જેની દેરીઓ હજુ નળીઆમાં છે અને તેની પણ માનતા ચાલે છે. માંડવીના ત્રવાડી કુટુંબીઓ આજે પણ પ્રસંગોપાત નળીઆ જઇ પોતાના વડીલોની યાદમાં માનતા, અવસર વિગેરે કરે છે. જે ભાગમાં આ ત્રવાડી કુટુંબ એકજથ્થે રહે છે તે ત્રવાડી શેરીના નામે ઓળખાય છે. ત્રવાડી કુટુંબની આજે સત્તર પેઢી થએલી કહેવાય છે. તેમાં કેટલાક પુરૂષો મોટા વ્યાપારીઓ અને કાર્યકુશળ થઇ ગયા છે. આ વંશમાં રાજારામ રૂગનાથ તથા પરમાણંદ વેલજી વહાણવટાનો ધંધો કરતા હતા તેમજ દેશાવર સાથે મોટો વેપાર ખેડતા હતા. હાલમાં ત્રવાડી મયાશંકર પીતાંબર કરાંચીમાં લાંબા સમયથી અનાજનો મોટો વેપાર ચલાવી સારી નામના મેળવી રહેલા છે ઘણા પ્રસંગોએ આ ત્રવાડી કુટુંબીઓએ માંડવી ગામની ચોરાસીઓ કરેલી કહેવાય છે. ત્રવાડી કલ્યાણજી પરમાણંદ હાલ માંડવીમાંજ અનાજનો ધંધો કરે છે અને જ્ઞાતિમાં સારૂં માન ધરાવે છે. તેઓ વયોવૃદ્ધ છે, અનુભવી છે; તેમજ તેમણે ગાયત્રી પુરશ્ચરણો વિગેરે ધાર્મિક કાર્યો કરેલાં છે.

માંડવીનું ઓઝા કુટુંબ કૌશિક ગોત્રી છે. તેઓ સોપારા ઓઝા કહેવાય છે. તેના વડીલો પાટણથી માંડવી આવેલા હતા એમ કહેવાય છે. તેમની બાર પેઢીની હકીકત મળે છે બારમી પેઢીએ પ્રેમા ઓઝા થયા હતા. આ કુટુંબની બીજી બે શાખાઓ ધ્રાંગધ્રા તથા ધ્રોળમાં છે. આ કુટુંબ પણ અગાઉ વ્યાપારી અને વહાણવટાનો ધંધો કરનાર તરીકે જાણીતું થયું છે. ઓઝા રૂગનાથ કેશવજી તથા ઓઝા લાલજી વાસુનંદ, ઓઝા મેઘજી ભવાનિશંકર, ઓઝા માધવજી રૂપરામ વિગેરે પ્રતિષ્ઠિત ગૃહસ્થો થઇ ગયા છે. તેઓ કાપડ તેમજ વહાણોનો વેપાર કરતા હતા. ઓઝા માધવજી રૂપરામના પૌત્ર ઓઝા પ્રાણજીવન કુંવરજીએ માંડવીમાં કલ્યાણેશ્વર મહાદેવનું મંદિર બંધાવ્યું છે જે હજુ પણ સારી સ્થીતિમાં છે. રૂગનાથ કેશવજી શ્રીમંત હતા. તેને રેશમી કાપડની દુકાનો હતી જે હજુ ચાલે છે. રાજકોટ વાળા જાણીતા ઓઝા કુટુંબનાં તેઓ વેવાઇ થાય છે. જ્યારે રાજકોટમાં સ્વર્ગસ્થ ચત્રભુજ ઓઝાનો મોટો દેશ થએલો ત્યારે ઓઝા રૂગનાથ કેશવજીએ એ દેશને એક દિવસ પોતાને ખર્ચે રાખ્યો હતો. માડવીના તડો વચ્ચે સંપ કરાવી વિદ્યોતેજક ફંડ માટે જ્ઞાતિમાથી તેમણે લાગા બંધાવી આપ્યા છે તેમનાં પુત્ર રતિલાલ, પોતાના કાકા વૈજનાથ સાથે રેશમી કાપડનો ધંધો ચલાવે છે. ઓઝા ભાઇશંકર પોપટ પણ રેશમી કાપડની

દુકાન ચલાવે છે આ ઉપરાંત ઓઝા લીલાશંકર રૂગનાથ પણ જ્ઞાતિમાં આગેવાની ભર્યો ભાગ લે છે.

માંડવીમાં ઓઝા તથા ત્રવાડી કુટુંબે મળી જામનગરથી વેદીઆ કુટુંબના ત્રવાડી ધનેશ્વરને માંડવી બોલાવી કાર્યકાંડ વિગેરે કરાવવા માટે વસાવ્યા હતા અને તે બદલ તેમના કુટુંબને વંશપરંપગના કેટલાક લાગાઓ બાંધી આપ્યા છે. આ વેદીઆ કુટુંબની મંડળીમાં ચાર પેઢીઓ થઇ છે. મુળ તો આ વેદીઆ કુટુંબ આજ લગભગ પંદર પેઢીથી કર્મકાંડ કરાવવાનો ધંધો ઉત્તરોત્તર કર્યે આવે છે. વેદીઆ ધનેશ્વરના પુત્ર મુળજી સન્યાસી થયા હતા. તેના પુત્ર પુરૂષોત્તમે પણ સન્યાસ ગ્રહણ કર્યો હતો. તેના પુત્ર રણછોડલાલ મહાન ભકત થઇ ગયા છે. તેના પુત્ર ખરાશંકર કાશીમાં અગ્નિહોત્રી છે અને પાઠશાળા ચલાવે છે. બીજા પુત્ર ઉમીયાશંકર માંડવીમાં રહી કર્મકાંડ કરાવવા ઉપરાંત વિદ્યાર્થીઓને સંધ્યાદ નિત્યકર્મ શીખવે છે. પુરૂષોત્તમના બીજા પુત્ર પ્રાણજીવન ત્રવાડી હાલ ભુજ રાજ્યમાં નોકર હોઇ હાલ લખપતમાં ન્યાયાધિશ તથા વહીવટદારનો હોદ્દો ભોગવે છે.

માંડવીમાં જ્ઞાતિ પ્રેમ તેમજ વિદ્યા પ્રેમની પ્રતિતિરૂપે " વિદ્યોત્તેજક ફંડ " કેટલાક વર્ષોથી શરૂ થયું છે જે વિદ્યાર્થીઓને પુસ્તકો વિગેરે ઉત્તેજનના સાધનો આપે છે. આ ફંડ પાસે હાલ આશરે રૂપીઆ બારસોની સિલિક છે,

માંડવીમાં અગાઉ તો ઘણાં ઘરો હતા પરંતુ હાલ ૬૩ ઘર છે. તેમાં બધાં મળીને આશરે ૩૩૧ માણસોની સંખ્યા છે. આ ઉપરાંત માંડવીની આસપાસ ફરાદી, બિદડા, નાગલપુર, મસ્રુકા, લંકડી, ભુજપર, ભાડીયા, ચેરાવા, લાઇજા, શીરવા અને નારણસર વિગેરે ગામોમાં આપણા જ્ઞાતિબંધુઓ છુટા છવાયા વસે છે. તેમની સંખ્યા આશરે ૧૩૮ ની છે. જ્યાં ઓઝા કુટુંબો વસે છે તેને નવું પરૂં કહે છે અને મહાલક્ષ્મી માતાજીનું સુશોભત મંદિર પણ એજ સ્થાનમાં છે એનો વહીવટ જ્ઞાતિબંધુઓના હાથમાં છે.

ઉપર જણાવેલા ગામો પૈકી ફરાદીમાં વસતા ભાઇઓ ખેતીનો ધંધો કરનાર છે તેમજ ગરાસદાર અને જુની રૂઢીથી રહેનારા છે. બાકી બીજા ગામોમાં ઘણાં ભાઇઓ શાળાઓમાં માસ્તરનો ધંધો કરે છે. નવી કેળવણીની પ્રગતિ ધીમે ધીમે થતી જાય છે એ આનંદની વાત છે. ફરાદીમાં

વસતા હરજી ત્રવાડી વાળા અંજારથી આવેલા છે અને તેના દીકરા જગજીવનની પાછળ મોટો દેશાવર થયો હતો. આ ભાઇઓ ઔપમન્યવ ગોત્રના છે એમ કહે છે. તેનાં ભત્રીજા કામેશ્વર તપસ્વી હતા એમ કહે છે.

**અંજારમાં** આપણી જ્ઞાતિના કુલ ઘર આશરે હાલ ૭૫ છે. અગાઉ કંઇક વધારે હશે ખરા. એમાં સામવેદી ૨૦ અને બાકીના યજુર્વેદીના છે. તેમાં બે તડ છે. એક તડમાં સામવેદી ઉપરાંત યજુર્વેદીના સાત ઘર છે અને બીજા તડમાં એકલા યજુર્વેદીઓજ છે. મહાલક્ષ્મી માતાનું મંદિર સુંદર છે. રા. જાદવજી રાવજીનું ઘર પટેલ કહેવાય છે, બીજા તડમાં જેઠા દયાળજી તથા નથુ દયાળજી અગ્રેસરો ગણાય છે. અંજારમાં આપણા ભાઇઓ આશરે ૨૧ પેઢીથી એટલે લગભગ ૪૦૦ વર્ષો ઉપર આવી વસેલા કહેવાય છે, કેટલાક વેદપાઠી અને કર્મકાંડી છે. જ્યારે થોડાક નોકરીઓમાં જોડાયેલા છે. કેટલાક કુટુંબીઓ પરદેશ વસી વ્યાપાર કરનાર શ્રીમાન્ અમૃતલાલ લાલજી જેવા અંજારનાં છે. સામવેદીઓ ઓઝાશેરીમાં રહે છે. ઓઝા વજેશંકર વકીલ થઇ ગયા છે. હાથીભાઇ ઉમીઆશંકર ઓઝા જામનગર વાળા લાકડાની લાતીનો ધંધો કરે છે. આ ગામમાં પાટણ, જામનગર, હળવદ વિગેરે સ્થળેથી આવી વસેલા કહેવાય છે.

## જાણવા જોગ હકીકત.

ઉપર આપેલી હકીકત જથ્થાવાર અને વજનદાર રીતે મળી શકયા પ્રમાણે આપી છે. દરેક ગામવાર હકીકત આપવા બેસીએ તો ઘણું લંબાણ થઇ જવા સંભવ છે તેથી અન્ય જાણવા જેવી હકીકત જ્ઞાતિના ગૌરવના વધારા રૂપ છે તે આ નીચે આપી છે.

કુંડલામાં રણછોડ મોરારજી મુળજીની દુકાન સારા પાયા ઉપર ચાલતી હતી. અને તેઓનો વપાર દેશાવરોમાં પણ ચાલતો હતો આજુબાજુના કાઠી ગરાસીઆઓને તે માલ ધીરતા હતા.

ગઢડામાં ભૂપ કુટુમ્બમાં ત્રવાડી મહાદેવ મંછારામ નામાંકિત માણસ થઇ ગયા છે. તેઓ ધીરધારનો ધંધો કરતા હતા. તેઓ લગભગ ૧૦૦ વર્ષની ઉમરે અવસાન પામ્યા છે.

ગુજરાત-કાઠીયાવાડના જ્ઞાતિબંધુઓમાં એમ કહેવાય છે કે આપણામાં ટીપણું રાખવાનો અને રેંટીઓ ફેરવવાનો રિવાજ નથી, કોઇના જોશ જોવાનો પણ રિવાજ નથી. આ પ્રથાનું કારણ એ છે કે પ્રથમ તો ભિન્નમાળમાં બધાય શ્રીમાળી બ્રાહ્મણો વેદ કર્મ કરતા અને કરાવતા ટીપણું

રાખતા, જોશ જોતા, અને રેંટીયો સુદ્ધાંત કાંતતા–ભિન્નમાળ છોડી પાટણમાં આવ્યા ત્યાં સુધી આ પ્રથા હતી. તમામ ભાઇઓ યજમાનનું કાર્ય કરાવતા હતા. પરંતુ જ્યારે ગુજરાતમાં ઇસ્લામી રાજ સ્થપાણું અને નાગર ગૃહસ્થોએ રાજકારભારમાં પગ પેસારો કરી મોટા હોદ્દાઓ અને જાગીરો મેળવવા માંડી ત્યારથી તેઓમાં ભિક્ષાવૃત્તિમાં શ્રીમંતાઇનો પવન ફેલાયો. આ નાગરોના સહવાસમાં પાટણમાં રહેતા આપણા જ્ઞાતબંધુઓ આવવાથી તેનો પવન આપણા બંધુઓમાં લાગ્યો અને યજમાનવૃત્તિ છોડી અન્ય ધંધે લાગ્યા. શ્રીમંત કહેવરાવવા લાગ્યા. ત્યારથી જેમ નાગરોએ પોતાની મુળ અવટંકો છોડી મહેતા, દેશાઇ મજમુદાર, બક્ષી વિગેરે ગૃહસ્થાઇની અવટંકો ધારણ કરી તે આપણા બંધુઓએ પણ રેંટીયો, ટીપણું, જોશીનો ધંધો વિગેરે છોડયા જણાય છે. કાળે કરી આપણી સ્થિતિ કફોડી થઇ. ન રહ્યા શ્રીમંતાઇમાં. કે ન રહ્યા યજમાનવૃત્તિમાં યજમાનોએ પણ ઘણો વખત કામ કરવું બંધ કરવાથી અગાઉની માફક માન્યા નહિ ત્યાં ઓસવાળ કોમે તો બીલકુલજ માન્યા નહિ! પોરવાળ દશા, વિશા, સોની કાંઇક માનતા થયા. આ પ્રમાણે यतो भ्रष्ट ततो भ्रष्ट જેવી સ્થિતિ થવા પામી છે. આ કારણથી ઉપરની પ્રથા રિવાજ રૂપે ચાલુ થવા પામી છે. આપણી જ્ઞાતિના મારવાડી માળવી બંધુઓમાં તો જ્યોતિષ વિદ્યાનું કાર્ય ગૌરવભર્યું ગણાય છે અને ઘણા નામાંકિત જોશીઓ થઇ ગયા છે. રતલામમાં ૐકાર લાલજી નામે જોશી પ્રસિદ્ધ થયા છે જેમને લીંબડીના રાજ્ય તરફથી વર્ષાસન મળતું હતું. જોધપુરમાં શીવદત્ત નામે જોશી થયા કહેવાય છે. જોધપુરના રાજજોશી આપણી જ્ઞાતિના હતા એને ઇનામમાં એક ગામ જોધપુર મહારાજાએ આપ્યું હતું. આજ પણ જાણીતા જોશીઓ ઘણા છે.

જેવંતાણી, રામાણી, હાદાણી, અને કુણજરા એ બધા એક ગોત્રી છે. એટલે સૌનકસ ગોત્રી છે.

ઘોઘાના વતની ઘોઘારીના નામે ઓળખાય છે તેઓ જાદરોળા કહેવાય છે. તેઓનું ગોત્ર કશ્યપ છે. તેઓ પાટણથી ઘોઘામાં આવી વસેલા છે. ઘોઘારીનો મોટો ભાગ યજમાન વૃત્તિ કરે છે તેમાં પાચ સાત કુટુમ્બો નામાંકિત અને પ્રભાવશાળી થઇ ગયા છે.

એમ કહેવાય છે કે કેટલાક ઓઝાઓ રૂગવેદી હતા પણ પાછળથી સામવેદીમાં ભળી ગયા છે. ભટ એટલે મૂળ ત્રવાડી પણ પાછળથી કયા

વિગેરે વાંચવાનો ધંધો કરવાથી ભટ્ટ કહેવાયા હશે એમ મનાય છે. તેઓ ભારદ્વાજ ગોત્રી છે.

પાલણપુર પાસે કાણોદર નામનું ગામ છે ત્યાં પાટણથી જે કુટુમ્બ વસવા ગએલું તેના કુટુમ્બીઓ કાણોદરા કહેવાય છે. કાણોદરમાં અત્યારે પણ કમળવાસિની માતાનો મઠ છે. કાણોદરામાંથી કેસવાણી થએલા છે.

ચુડામાં યજુર્વેદીનો મોટો જથ્થો છે તેઓ હળવદથી આવી વસેલા કહેવાય છે તેમાં આત્મારામ દવે, ખીમજી દવે, કાળા દવે, વિગેરે જાણીતા પુરૂષો થઇ ગયા છે. હાલ રા. પ્રાણજીવન ખીમજી દવે રાજ્યમાં સારો હોદ્દો તથા માન ધરાવે છે.

જુનાગઢમાં અગાઉ સારા કુટુમ્બો વસતા હતા. સ્વર્ગસ્થ કેશવજી વીરજી વોરા નવાબસાહેબશ્રી હમીદખાનજીના સમયમાં રાજ્યના દીવાન થયા હતા એમ કહેવાય છે. હાલ જુનાગઢમાં ૧૫-૧૭ ઘર છે. તેમાં સામવેદી યજુર્વેદી વચ્ચે કોઇપણ પ્રકારનો ભેદ ગણવામાં આવતો નથી. મહાલક્ષ્મીજીનું મંદિર તથા ધર્મશાળા નમુનેદાર છે.

રાણપુરમાં ત્રવાડી ધનેશ્વર ભુખણ જાણીતા પુરૂષ થઇ ગયા છે, તેમને વ્યાપાર તથા ગરાસ હતો. દરબારોમાં અને લોકોમાં તેમનું માન સારૂં હતું. તેમની ગાદીએ પ્રાણજીવન ઓઝા આવેલા કહેવાય છે. ડહેલીવાળાનું ત્રવાડી કુટુમ્બ પણ મોટું છે. એના વડીલો કાપડનો ધંધો કરતા હતા.

પોરબંદરમાં વ્યાસ નાનો ગગો તથા મોટો ગગો જાણીતા પુરૂષો થઇ ગયા છે. તેમનું નામું નોતરૂં જામનગરમાં ચાલતું હતું, પણ તેમની દીકરીઓ પોતાના ગામમાં જે કોઇ રહેવા આવે તેમનેજ આપતા હતા. આથી કરીને પોરબંદરમાં શ્રીમાળીઓ આવ્યા અને જ્ઞાતિનો જથ્થો વધાર્યો. વળી પોરબંદરમાં પોરેચા શ્રીમાળીઓના થોડાંક ઘરો છે; તેઓ આચારવીચારથી ઉતરી ગયા છે પરંતુ રીતરીવાજ તો આપણા જેવા જ છે; પણ તેમની જોડે કોઇ પણ શ્રીમાળીનું કુટુમ્બ ભળતું નથી પણ હવે ધીમે ધીમે ભળતા જાય છે.

ધોળકામાં તેમજ ભાવનગરમાં અગાઉ જ્યારે શ્રીમંત કુટુમ્બો વસતા હતા ત્યારે સામાન્ય તકરારના પરિણામે સામસામા પક્ષ બંધાતા હતા અને જમણવારો ચાલતી હતી આથી કરીને હજારો રૂપીઆનો ધુમાડો થવા પામી સ્થિતિમાં ફેરફાર થવા પામ્યો હતો. હાલમાં ચારે તરફ કોઇ પણ પ્રકારના અંકુશભર્યા બંધારણને અભાવે કરેલા વેવિશાળો મુકવાની પ્રથા

હાલમાં બહુ વધી પડેલી જણાય છે. કેટલાક દાખલાઓમાંનો કન્યાને આપેલા દાગીનાઓ પણ પાછા આપવામાં આવતા નથી. આ નિંદ્ય અને જ્ઞાતને હિણપદ લગાડનારી પ્રથા ગણી શકાય.

અગાઉ ભાલના એક ગામડામાં ઘેલા ત્રવાડી નામના જ્ઞાતિબંધુ ગામો ઇજારે રાખતા હતા એક વખતે એક ગરાસીઆના ગામમાં નટ લોકો રમવા આવ્યા તે વખતે ગામધણીએ તેમને આમંત્રણ આપેલું. રમનારાઓને કાંઇક આપવું પડશે એમ ધારીનેજ ઘેલા ત્રવાડી ધોએલો છતાં અંદર સાંધેલો ખેસ ખંભે નાખી ગયા હતા. રમત થઇ રહ્યા પછી નટોને દરબારો વિગેરેએ આપવા માંડયું છેવટ ઘેલા ત્રવાડીએ પણ પોતાનો ખેસ આપી દીધો. આ ખેસ ઉખેળતાં તે ફાટેલો હોવાથી નટો બોલ્યા કે— "શ્રીમાળી ઘેલો ન હોય". આ પછી આ કહેતી ચાલુ થએલી જણાય છે.

કાઠીયાવાડ અને ગુજરાતમાં લગ્ન થયા પછી કન્યાને સાથે વળાવવામાં આવતી નથી પરંતુ ગામને પાદરથી ઉતારી લેવામાં આવે છે. જો ઉમરલાયક કન્યા હોય તો વરપક્ષનો એકાદ માણસ પાછળ રહે છે અને એકાદ દિવસ રહી કન્યાને તેડી જાય છે. જ્યારે અન્ય સ્થળોએ આ રિવાજ જોવામાં આવતો નથી.

સંવત્ ૧૯૩૦ ના અરસામાં જોધપુરમાં આપણી જ્ઞાતિના એક બ્હેન ઉદાર અને શ્રીમંત થઇ ગએલા છે. જેમણે એકલાખ રૂપૈયા ખર્ચી જોધપુરને પાદર એક મોટી વાવ બંધાવી છે. આ બાઇને કાંઇ સંતતિ ન હોવાથી આ વાવનું વાસ્તું જોધપુરના મહારાજા સાહેબે બાઇની વિનંતિથી પોતાની પટરાણી સાથે ઉત્સાહપૂર્વક કરેલું હતુ અને તે નિમિત્ત રૂ ૫૦૦૦) આવ્યા હતા.

## થરાદી અને હીંદવાણી વિભાગ

બનાસ નદીની આજુબાજુનો મુલક બનાસ કાંઠા એજન્સિ ગણાય છે. તેમાં શ્રીમાળી બ્રાહ્મણોની વસ્તી છે. તેઓ પોતાના પોષણાર્થે જુદાં જુદાં ગામોમાં રહે છે તેથી કોઈ ગામમાં મોટો જથ્થો નથી વધારેમાં વધારે ૩૦ ઘર મોટા ગામમાં છે અને કોઇ કોઇ ગામોમાં એકાદ ઘર પણ છે.

ગોળ.

૧ થરાદરી હિંદવાણી. ૨ ઉગમણુ. ૩ વઢીયાર તે સિવાય મારવાડ વાસીઓના ઘણું કરી આખી એજન્સિમાં પોષણ અર્થે ઘણાં ગામોમાં એકેક બબ્બે ઘર છે.

ગોળ.

થરા, ઉણ, નાંથપુરા, દિઓદર, ફોરણા કોટડા રડકા–બણુપ. રૈયા, ચાળવા, થરાદ, વાવ, વામી, ભાપી, જમડા, કરણુણ, નારોલી, માઝનપુરા, વડગામડા, ઢીમા, કારેલી, બાળુંત્રી, માવસરી.

**થરાદરી હિંદવાણી.** કુંડાળીઆ, સોઇગામ, ઇઢારા ભુકણા. અસારા, ભરડવા વગેરે ગામોમાં આસરે ૨૫૧) ઘરનો ગોળ છે. અને તેમાં ત્રવાડી, દવે ઓઝા પરોત (પુરોહિત) જાની (યાજ્ઞિક) જાતના અને રૂગવેદી, યજુર્વેદી, સામવેદી તથા સનકસ, ભારદ્વાજ, પારાશર કૌશીકસ્ય, વચ્છછ, ઉપમન્યવ, કાશ્યપ વગેરે ગોત્રના છે.

**ઉગમણા.** ઉગમણમાં ધાનેરા, પાંથાવાડા, સાકળ, ગુમળ અને પુરાણ પ્રસિદ્ધ ભિનમાલ વગેરે ગામોમાં આસરે ૪૦૦ ઘર છે.

એ સિવાય મારવાડ નિવાસીઓનાં ઘર આસરે ૨૦૦ છે તેઓ પોષણ અર્થે અહિં રહે છે પણ મરણ પરણની ક્રિયા અને વરા પોતાના દેશ મારવાડમાં કરે છે.

સાંતલપુરમાં ૮–૧૦ ઘર છે પણ તેમનો વહેવાર હાલમાં આ એજન્સિથી વાયવ્ય દિશાએ કચ્છનું રણ ઓળંગી સિંધના અગ્નિ ખુણામાં આવેલ, વીરાવાવ, નગરપારકર, ચુડીયા, એરાણા, ચેલાર કે જેઢારના નામે ઓળખાય છે તે તરફ છે. તેમાં ચેલારના જ્ઞાતિ બંધુઓ અને ભગિનીઓ, કેળવાએલ હોઇ સારી સ્થિતિમાં હોવાનું સંભળાય છે.

**લગ્નના રિવાજ**–થરાદરી હિંદવાણીની જ્ઞાતિમા રિવાજ ઘણા સારા છે. પંચ એકત્ર થઇ કાયદા કરે છે તે કોઈ તોડે તો પંચ ભેગું થઇ ગુનાની શિક્ષા તેના પ્રમાણમાં કરે છે. શેઠીઆઓનો રિવાજ નથી પણ જથ્થો તેનુ જોર ગણી શકાય.

ગોળ બહાર જુના વખતમાં ઉગમણ પાટણ વગેરે સ્થળે કન્યા આપવાનો રિવાજ હતો. અને ઉગમણ સાંતલપુર, ચુડીયા એરાણા, ચેલાર વગેરે ઠેકાણેથી લાવવાનો રિવાજ હતો હાલમાં ગોળ બહાર કન્યા આપવાનું બીલકુલ બંધ કરેલ છે–લાવવાની છુટ છે. આગળ પાટણવાસી કન્યા લઇ જતા પણ આપતા નહિ. સાંતલપુર ચુડીયા, ચેલાર, વગેરે દૂર મુલક દૂર હોવાથી તેમ તેઓની કન્યા લાવતા ને થરાદરીવાળા આપતા નહિ. તેથી તેઓએ ગોળ બાંધી બંધી કરી.

ઉગમણનો ગોળ બંધાયો છે તોપણ એકને બદલે એકને એને બદલે બે આપવા લેવાનો રિવાજ હાલ પ્રચલિત છે.

શ્રીમાળી જ્ઞાતિના ગમે તે બાંધવને ઘેર જવા આવવા અને ખાવા પીવાનો વહેવાર છે. ઉંચ નીચનો ભેદ પ્રથમે નહોતો અને હાલ પણ નથી છતાં ગોળની પ્રથાથી વિભાગ થએલા છે. સબબ મરણ પરણુ ખર્ચ ઘણું થતું અને દુર ઘણું પડતું હતું.

બ્રહ્મકુમારોને ૯-૧૧-૧૩ ને છેવટ ૧૫ વરસની વયે યજ્ઞો પવિત અપાય છે તે વેદીઆ ( શુકલ ) ના હાથે ક્રિયા સહિત.

કુમાર કુમારિકાઓનાં સગપણુ ( વેવિશાળ ) જન્મ થયા પછી પુખ્ત ઉમર થયા પહેલાં ગમે ત્યારે થાય છે તેમા વેવિશાળ વખતે રૂ. ૫૧) કન્યાના બાપને આપવાનો અને તેની સાથે કન્યાને પહેરવા રૂ. ૨૫-૫૦ નું ઘરેણું તથા રૂ. ૧૦-૧૨ નાં કપડાં આપવાનો રિવાજ છે. સાટાં અને એવડ ત્રેખડનો રિવાજ પ્રથમ નહતો પણ છપનીયા દુષ્કાળ પછી પ્રચાલત છે જો સાટું ન હોય તો રૂ ૧૦૦) તે બદલ કન્યાના બાપને વરનો બાપ આપે. બરાબર પુખ્ત વયે લગ્ન થાય છે તે વખતે રૂ. ૨૦૧) રોકડા રૂ. ૫૦-૭૫ નાં પુગડાં અને સ્થિતિના પ્રમાણમાં રૂ. ૧૦૦ થી ૨૫૦ સુધીના દાગીના તથા રૂ. ૪૦-૫૦ ઝાંપા ખર્ચના કન્યાના બાપને વરપક્ષ આપે છે. લગ્ન વિધિસર થાય છે જાન ૪ દિવસ રહે છે વૃદ્ધ અને બાળલગ્ન થતાં નથી.

અપવાદ તરીકે વરપક્ષની આર્થિક સ્થિતિ સારી ન હોય અને કન્યાનો પિતા ઉદાર હોય તો લેવડ દેવડમાં છુટ મુકવા પોતે મુખત્યાર છે. અને તેમ થાય છે પણ ખરૂં ઘણાખરા આબરૂદાર અને સુખી ઘરના ધર્મે કંકુ ને કન્યા પરણાવે છે એટલે વરપક્ષ ઘરેણાને લુગડાં કન્યા માટે લાવે તે સિવાય એક પાઇ પણ લેતા નથી. જાનમાં માણસો ૨૫ થી ૧૦૦ સુધી કન્યાના બાપની ઇચ્છા પ્રમાણે આવે: ફટાણા ( અશ્લીલ ) ગાવાનો રીવાજ નથી.

વૃદ્ધ મરણ હોય અને તેનાં વારસોની નાણાં સંબંધી સ્થિતિ સારી હોય તો બધી થગદરી હિંદવાણીના ગોળની જ્ઞાતિને આમંત્રણ મોકલી બે દિવસ લાડુનું જમણ આપવામાં આવે છે અને દક્ષિણા પણ આપવામાં આવે છે, પણ મરણનું ખર્ચ ફરજીઆત ન હોતાં મરજીઆત છે.

પ્રથમ એટલે સંવત્ ૧૯૪૨-૪૩ સુધી આ દેશમાં જે મારવાડ વાસી હતા. તેમને પણ મરણના વગ પ્રસંગે આમંત્રણ તો નહિ પણ પરોણા દાખલ ૧૦૦-૨૦૦ માણસો આવી શકતા તેમની બરદારત થતી, પણ! તેઓ

આવા વરા પોતાના દેશમાં કરતા હોવાથી આ નકામું ખર્ચ કાઢી નાખવા તેમને વરામાં આવતા બંધ કર્યા. તેના પરિણામે હાલ મારવાડી બંધુઓ દેશી ગુજરાતી બંધુઓ ભેગા જમતા બંધ થયા છે.

જમાનાના પ્રમાણમાં બધા દેશમાં કુરિવાજોએ પગ પેસારો સારો કર્યો છે. તેમ આ વિભાગમાં પણ અવિદ્યા અને ગરીબાઇને લઇ છપનીઆ દુકાળ પછી કન્યાવિક્રયનો કુરિવાજ ચાલુ થયો છે.

કન્યાવિક્રયનો કુરિવાજ દાખલ કરનાર ખાસ કરી અવિદ્યા, તે પછી દુકાળ અને ત્યાર પછી પાટણ, કાઠિયાવાડના જ્ઞાતિબાંધવો છે. કારણકે જ્યારે દુકાળ પડયો ત્યારે આ દેશમાં કૃષિકારનો ધંધો કરનાર બાંધવો સંકડામણમાં આવ્યા તેથી તેમણે પોતાની કન્યા તરફ નજર કરી ગોળ બહારથી નાણાંની થેલીઓ ઠાલવનાર મળ્યા એટલે કન્યાવિક્રયનું કેટલું પાપ છે તે નહિ સમજતાં પાપમાં પડયાં એકનું જોઇ બીજા પણ ગાડરીઆ પ્રવાહમાં તણાયા. એમ થતાં ગોળની અંદર પણ રીત મુકી વધુ દ્રવ્ય ઓકાવતાં શીખ્યા માટે પરગોળના બાંધવો જેઓએ આવું કામ કર્યું. તેઓના માટે પર ગોળના બાંધવો પણ જવાબદાર છે.

રેલવે અને શહેરોથી દૂર હોવાને લીધે અને ઘણોખરો ઉદ્યમ ખેતિનો હોવાથી અવિદ્યા વધુ પ્રમાણમાં છે અને તેથી આચાર ઉપર વિશેષ લક્ષ નથી જાડો આચાર છે. પણ હાડ ચોકખું છે. આ ગોળના શ્રીમાળી ભાઇઓ શ્રીમાળી સિવાય અન્યનું ભોજન ઘણું કરીને લેતા નથી, આ એજન્સિમાં મોટાં ગામ- દિઓદર, વાવ, થરાદ, સુઇગામ, ઢીમા વગેરે ઠેકાણે ગુજરાતી નિશાળો છે તેથી ત્યાંના રહેનાર બંધુઓ, કેળવણી લઇ નોકરી, યજમાનવૃત્તિ વગેરેથી પોષણ કરે છે, પણ જ્યાં નિશાળો નથી ત્યાં રહેનાર થોડું ઘણું જોતીષ, અને કર્મકાંડ શીખી ખેતી સાથે યજમાનવૃત્તિ ચલાવે છે. હાલમાં ગામડાના બંધુઓ પણ પાટણ, અમદાવાદ વગેરે સ્થળે વિદ્યા મેળવવા જવા લાગ્યા છે.

કેળવણીના પરિણામે વાવમાં વેદિયા કુટુંબ સારી સ્થિતિમાં છે. તેઓમ. પુ૦ દલછારામભાઇ લક્ષ્મીરામનું કુટુંબ સુધારાપર છે. તેઓએ કેળવણી ખાતામાં ૪૦ વરસ નોકરી કરી હાલ નિવૃત્ત થયા છે તેઓ ગદ્યપદ્યના સાર લેખક છે. કાવ્યસુબોધ અને શબ્દાર્થસંગ્રહ તથા સુબોધ લહરી એ એમની કૃતિ છે; તે સિવાય અન્ય અપ્રગટ કાવ્યો પણ છે. એમના સુપુત્ર હરિશંકર ત્રિવેદી ટ્રેનીંગ કોલેજમાં સીનીયર થઇને હાલ પાલનપુર તાલુકા સ્કુલના

હેડમાસ્તર છે. તેઓ પણ ગદ્યપદ્યાત્મક લખાણ સારૂં કરી શકે છે તેમનું "વિનોદ વાટિકા" નામક પુસ્તક પ્રગટ થયું છે અને ભવિષ્યમાં બીજાં પણ પ્રગટ થશે એઓ નોકરી કરતાં કરતાં ઇંગ્રેજી અભ્યાસ ચોથા ધોરણનો કરે છે. મેટ્રીક સુધી પહોંચવા પ્રયાસ જણાય છે. ડ્રોઇંગમાં અજોડ છે. ફક્ત ઉમર ૨૨-૨૩ વર્ષની છે. આ દેશમાં જન્મ હોઇ આટલી વયે આ મેળવેલ વિદ્યા ઓછી ન ગણાય. ફક્ત આ વિભાગમાં ઘણા મહેતાજીઓ, (સ્કુલ માસ્તરો) એક સ્ટેટમાં ફોજદાર જેમના એક પુત્ર પાટણમાં અંગ્રેજી છઠ્ઠું ધોરણ શીખે છે. એક વેકસીનેટર, કોઇક પોસ્ટમેન, અને કેટલાક સાધારણ નોકરી પર છે. ખેતીમાં ઘણા રોકાયા છે; પણ નોકરીની ચાહના વિશેષ છે નાથપુરાને વાવમાં જ્યોતીષ જાણનારા પણ છે.

ઉગમણાના રિવાજ આ વિભાગને મલતા જ છે. ફક્ત આ વિભાગને રૂા. ૨૫૧) કન્યાના બાપને આપવાના અને તેમને રૂ ૪૦૦) અને તે ઉપર વરોઠીના રૂા. ૫૦ કે ૮૦ ફરજીઆત છે. તથા તેમને જાન-વરોઠીને લીધે ૫) દિવસ રહે છે. આ વિભાગમાં મરણના વરામાં ફક્ત પુરૂષવર્ગ જાય જાય અને તેમને સર્વે જાય. પહેરવેશમાં ફેર પડે છે.

આ વિભાગમાં જેમ જેમ કેળવણીનો પ્રચાર થશે તેમ તેમ જ્ઞાતિ-બંધુઓના વિચારો વિશાળ બનશે. એમનો સંબંધ ગોળ બહાર વિશાળ દૃષ્ટિએ લંબાય તો એક બીજાના સંબંધમાં આવવાથી ચાલુ સંસ્કૃતિમાં સુધારો થવા શામે એ સ્વાભાવિક છે.

## વાગડ વિભાગ.

મચ્છુ કાંઠાની ઉત્તરના ભાગને વાગડ વિભાગ કહે છે. આ વિભાગમાં આડેસર ભચાઉ, આધોઇ, વિગેરે મોટાં ગામો છે કે જ્યાં આપણા જ્ઞાતિ-ભાઇઓની થોડીક વસ્તી છે. એમનો વ્યવહાર લગભગ બધો કાઠીયાવાડ સાથે છે. આડેસરમાં એક બાઇ સતિ પણ થઇ ગયા છે. જે પુંજમાના નામે ઓળખાય છે. તેમનાં પતિ ગાયો વાળવા ગયા હતા એટલે સીંધી લોકોએ તેમને મારી નાંખ્યા હતા અને તે સતી થયા હતા. જેની દેરી અદ્યાપિ મોજુદ છે. આ ભાઇઓમાં કેળવણીનો અભાવ હોવાથી જોઇએ તેવી પ્રગતિ જણાતી નથી.

## હિંદુસ્તાનના શ્રીમાળી બ્રાહ્મણોની એકતા.

જ્યાં સુધી ભિન્નમાળ છોડયું ન હોતું ત્યાં સુધી તો એકતા હતી પરંતુ ૧૩ મા સૈકામાં જયારે પૃથક્ પૃથક્ દિશાઓમાં જ્ઞાતિબંધુઓ વસ-

વાટ માટે ગયા ત્યારથી સ્થાનાન્તર વધતું ગયું અને જુદા જુદા વિભાગો પડયા છતાંય આ એકતા છેલ્લા ૪૦૦ વર્ષો સુધી ચાલુ હતી એમ જણાય છે વિક્રમ સંવત ૧૬૧૯[1] માં સોજત પાસે લુંડાવત નામે ગામ છે ત્યાં વ્યાસજીનું કુટુમ્બ જાણીતું અને વિદ્વાન તથા ધર્મ પરાયણ થઇ ગએલું છે તેણે ૪૫ હજાર જ્ઞાતિબંધુઓને એટલે મારવાડ, મેવાડ, માળવા, ગુજરાત, કચ્છ કાઠીયાવાડ વિગેરે સ્થાનોના બંધુઓને નિમંત્રણ કર્યું હતું અને ભોજન તથા દક્ષિણા આપી હતી, નિમંત્રણ આપનાર બંધુએ આ પ્રમાણે સમગ્ર જ્ઞાતિ મેળો એકત્ર કરી સારા પૈસા ખર્ચ્યા હતા. તેમજ ધર્મ ચર્ચા કરી હતી. તેમના જ્ઞાન ભંડારમાં ધર્મના ઘણાં પુસ્તકો હજુ પણ છે. તેઓ પવિત્ર અને શાસ્ત્ર મર્યાદાને અવલંબનાર હતા તેથી સમગ્ર જ્ઞાતિએ તેમને વડપણ (મોટાઇ) આપ્યું હતું. હજુ પણ મારવાડ, મેવાડ, માળવામાં આ કુટુમ્બના વંશજોનું માન સચવાય છે. અને વ્યાસજી જેને પંકિત આપે એ સર્વમાન્ય ગણાય છે. આજે આ સ્થિતિ નથી. ગુજરાત કાઠીયાવાડના બંધુઓને મારવાડ, મેવાડ. માળવાના બંધુઓ એકદમ પંક્તિ આપતા નથી. ગોત્ર, વેદ, શાખા, પ્રવર વિગેરે પૂછી ખાત્રી કર્યા પછીજ પંકિત આપે છે. કારણ કે મારવાડ, માળવા, અને મેવાડના બંધુઓ હજુ સ્વજ્ઞાતિ શિવાય અન્ય બ્રાહ્મણ જ્ઞાતિ સાથે ભોજન વ્યવહાર રાખતા નથી. કાઠીયાવાડ, ધોળકા અને કચ્છના જ્ઞાતિ બંધુઓ પણ સ્વ-

---

૧ જુના શ્રી. શુ. માં આ સાલ આપી છે પરંતુ સોજત જઈ જાતે તપાસ કરતાં લુંડાવત્ ગામની વાવ જે વ્યાસજીએ બંધાવી છે તેમાં શીલાલેખનો પત્થર હતો જે વાવ જીર્ણ થઈ જવાથી ઉખેડી લુંડાવત્ના જાગીરદાર વ્યાસજીએ પોતાના ઘરમાં રાખેલો છે તેમાં સવત્ ૧૨૧૩ ની સાલમાં વ્યાસ અંબાશંકરજી તથા સુંદરજીએ ૪૫ હજાર જ્ઞાતિ બંધુઓને નિમંત્રણ આપ્યાનું લખ્યું છે. વળી જોધપુર નિવાસી પંડિત છગનલાલજી તરફથી એવી માહીતી મળી છે કે તેમની ૧૬ મી ૧૭ મી પેઢીએ પુંજાજી અને ભોળાજી ઉદેપુર રાજ્યમાં કહાણા ગામમાં જાણીતા થઇ ગયા છે. તેઓ રાજ્યના આચાર્ય ગણાતા હતા અને તેથી તેમને ઉદેપુરના મહારાણા તરફથી કહાણા, ગોઠવા અને સલોદરા વિગેરે ગામો ઇનામમાં મળેલાં હતાં જે ગામોનો ગરાસ પુંજાજીના વંશજ હજુ ખાય છે. આ પુંજાજી અને ભોળાજીએ પોતાના ગામમાં ૪૫ હજાર જ્ઞાતિબંધુઓને નિમંત્રણ કર્યું હતું. આ હકીકત ઉપરોકત બનાવ સાથે સંબંધ ધરાવે છે એટલે લુંડાવતનો પ્રસંગ વિક્રમ સવત ૧૨૧૩ માં અને કહાણાનો પ્રસંગ સંવત ૧૬૧૯ માં બનેલો હોવો જોઇએ કારણ કે પં. છગનલાલજીની ૧૬ પેઢીના વડીલોને અનુમાને ૩૭૫-૪૦૦ વર્ષ થાય એ સ્વાભાવિક છે.

જ્ઞાતિમાંજ ભોજન વ્યવહાર રાખે છે. આજથી લગભગ ત્રણ ચાર દશકાથી આપણા જ્ઞાતિ ભાઇઓ ગુજરાતના અમદાવાદ પંથકમાં તો જાહેર રીતે નવ નાતના બ્રાહ્મણોની સાથે ભોજન વ્યવહાર કરે છે. શુકલતીર્થ અને બરકાલ સ્વજ્ઞાતિ [1]શિવાય અન્ય જ્ઞાતિના બ્રાહ્મણો સાથે ભોજન વ્યવહાર રાખતા નથી. આવા કારણોથી ગુજરાત અને મારવાડ વિગેરેના જ્ઞાતિબંધુઓના ભોજન વ્યવહારની પ્રથા સંકુચિત બની જવા પામી છે. આનું કારણ એ છે કે ગુજરાતી, કાઠીયાવાડી, વિગેરે બંધુઓ નોકરી અને ધંધાર્થે મોટે ભાગે યજમાનવૃત્તિ મુકી સ્વતંત્ર કમાઇ કરવાને રાજકીય કેળવણીમાં આગળ વધતા દેશાવરોમાં વસવા લાગ્યા છે. આથી સંજોગો વશાત સ્વજ્ઞાતિ ભોજનનો રિવાજ તેમને મૂકવો પડે એ સ્વાભાવિક છે. મારવાડી, માળવી વિગેરે બંધુઓ જો કે બહારગામ જાય છે તો પણ પોતાનો યજમાન વૃત્તિનો પુરાણો ધંધો તેમણે સાચવી રાખેલો હોવાથી તેમજ આધુનિક રાજકીય કેળવણીનો મોટો અભાવ હોવાથી તેમને સ્વજ્ઞાતિ બહાર ભોજન કરવાના પ્રસંગો ઉપસ્થિત થતા નથી એટલે તેઓ પુરાણો પ્રબંધ સાચવી રહેલા છે. જમાનાના આગળ વધવાની સાથે સંજોગો એવા આવી લાગે છે કે કેટલાક પ્રતિબંધ પૂર્વ પ્રથામાં વ્યાજબી છૂટછાટ મૂકયા શિવાય ચાલી શકતું નથી. અગાઉ બ્રાહ્મણ જ્ઞાતિ એક હતી તેમાંથી અનેક જ્ઞાતિઓ થઇ છે. એટલે સુધરેલા વિચાર પ્રમાણે અને કેટલાક વિદ્વાનોના ધાર્મિક મત પ્રમાણે કેવળ સ્વજ્ઞાતિમાંજ ભોજન કરવાની સંકુચિતતા દાખવવી એ યોગ્ય નહિ ગણાય. આ પ્રથા ઉન્નાત નહિં પરંતુ અવંતિના માર્ગદર્શક છે. સારા વિચાર અને સારા આચરણવાળા બ્રાહ્મણોમાં ભોજન વ્યવહાર ચાલુ થાય એ જોવાને જ્યારે દેશનાયકો ઇચ્છે છે ત્યારે શ્રીમાળી બ્રાહ્મણ ગણાતી એકજ જ્ઞાતિમાં ભોજન વ્યવહારનો ભેદ હોવો વ્યાજબી ગણાશે નહિં.

## આપણા ક્રિયમાણ ગ્રંથો.

એમ કહેવાય છે કે કોકિલ સ્મૃતિ નામે એક ગ્રંથ છે તેમાં આપણી જ્ઞાતિના સંબંધમાં ક્રિયમાણ વિષે લખવામાં આવ્યું છે પરંતુ આ ગ્રંથ હજુ સુધિ મેળવી શકાયો નથી[1] તેમ તેના લેખક કોણ છે અને શા

---

૧ આ પુસ્તક સોજત પાસેના લુડાવત્ ગામના વ્યાસજીના જ્ઞાન કોષમાં હશે એમ કહેવાય છે. સોજતના કુલનારાયણ આશ્રમની સરસ્વતિ લાયબ્રેરીમાં કોકિલ સ્મૃતિ છે તથા જોધપુર બ્રહ્મપુરીની પરસરામ લાયબ્રેરીમાં પણ કોકિલ

હેતુસર તે લખાયો છે તથા કયા સમયમાં તે લખાયો છે તે પૈકી કોઇ વાત નિર્ણય પર આવી નથી. વિદ્વાન પંડિત પરમાણુંદજીએ આ સંબંધમાં શ્રીમાળી અભ્યુદયમાં ઘણી ઉપયોગી ચર્ચા કરેલી છે તેમ પાટણ નિવાસી પંડિત અયાચીજીએ પાટણમાં અન્ય વિદ્વાનોની સાથે આ વિષયમાં ઘણી ચર્ચા કરેલી છે તેનું પણ કોઇ નિર્ણયાત્મક પરિણામ આવ્યું નથી. આ કોકિલ મતમાં છ જ્ઞાતિના નામ છે એ શ્લોક નીચે પ્રમાણે છે.

श्रीमाळो नश्वसां चोरा मोढाश्रीमोढ ब्राह्मणाः ।
उनेवाला स्वदीकपाला षड्वीप्राः कोकलानुगाः ॥
अर्ध पुष्परणा वीप्राः कोकिलियमतानुगा ।

શ્રીમાળી શ્રી ગોડને સાંચોરાને મોઢ,
ઉનેવાળ દીશાવલા પુષ્પકરણામાં અર્ધ;
જારોળા પણ આપતા કોકીલ મતને માન,
ગુરુ ગુર્જર વિપ્રો સરે કોકિલ મત પ્રમાણ.

આપણા શ્રોત-સ્માર્ત કર્મોમાં સામવેદીઓમાં ખાસ કરીને મહર્ષિશ્રી લાટયાયન પ્રણીત શ્રોતસુત્રાનુસાર શ્રોતકર્મ ( અગ્નિ હોત્રાદિકર્મ ) તથા શ્રી ગોભિલાચાર્ય પ્રણીત ગૃહ્યસુત્રાનુસાર ગૃહ્ય કર્મ ( વિવાહાદિ કર્મ ) કરવામાં આવે છે. અને યજુર્વેદીઓમાં શ્રી કાત્યાયન મહર્ષિરચિત શ્રોતસૂત્રાનુસાર શ્રોતકર્મ તથા શ્રી પારસ્કર મુનિ પ્રણીત ગૃહ્યસૂત્રાનુંસાર વિવાહાદિ કર્મ કરવામાં આવે છે.

સ્થળની ભિન્નતાને લઇને તેમજ પ્રગતિમય જમાનાને લઇને તેમજ સહવાસ ભેદને લઇને આપણા મૂળ કર્મોમાં ઘણા ફેરફાર થઇ ગએલો જણાય છે તેમજ ધર્મના ભેદે પણ ફેરફાર થએલો હોય એમ માની શકાય છે. ખરી રીતે તપાસીએ તો શ્રીમાળી બ્રાહ્મણોના દેવ લક્ષ્મીનારાયણ છે પરંતુ ભીનમાળ છોડયા પછી દેવની માન્યતામાં પણ ભેદ પડી ગયો છે. જેઓ શીવોપાસક નાગરોના સહવાસમાં આવ્યા તેઓ શીવોપાસક બન્યા જેઓ વૈષ્ણવ ધર્મના આશ્રિત થયા તેઓ વૈષ્ણવ થયા.

---

સ્મૃતિ છે એવી ખબર કુલનારાયણ આશ્રમના મહાધિશ શ્રીમત્ સ્વામીજી બ્રહ્માનંદજીએ આપેલી છે. કોકીલ નામના કોઇ મુની થઇ ગએલા છે અને તેમણે શ્રીમાળી જ્ઞાતિના લગ્ન મરણાદિ વિષય પરત્વે પોતાનો મત આપેલો છે એનું નામ કોકિલ સ્મૃતિ એમ કહેવાય છે.

સ્વામિનારાયણ સંપ્રદાયના આચાર્યોના સંબંધમાં આવ્યા તેઓ સ્વામિનારાયણ થયા. વળી કેટલાક દેવી ઉપાસક પણ થયા છે. આ પ્રમાણે મૂળ દેવને છોડી સંયોગોવશાત્ જેમ જેમ દેવની માન્યતા બદલાતી ગઇ તેમ તેમ ધર્મ કર્મોમાં પણ ફેરફાર થવા લાગ્યો છે તેમજ પાશ્ચિમાત્ય કેળવણી અને વાતાવરણમાં વિચારો અને શ્રદ્ધા બદલાતા ગયા તેમ આમા પણ ફેરફાર થતો ગએલો જણાય છે. એટલે અત્યારે કોઇપણ પ્રકારનું એક નિશ્ચિત ધોરણ સર્વ શ્રીમાળી બ્રાહ્મણ બંધુઓ ઉપર લાગુ પડી શકતું નથી.

## કન્યા લેવા દેવાનો સંબંધ.

ગુજરાતમાં વસવા આવ્યા પછી એટલે છેલ્લા ૬૦૦-૭૦૦ વર્ષમાં આપણી જ્ઞાતિની વસ્તી આખા કાઠિયાવાડ, ગુજરાત અને કચ્છમાં પ્રસરી ગઇ. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ સૌ કોઇ પોતપોતાની અનુકુળતા પ્રમાણે વર્તવા લાગ્યા ત્યાં સુધી તો શ્રીમાળી બ્રાહ્મણ કહેવાતા સમગ્ર બંધુઓમાં મોટે ભાગે સમાનતા હતી. શ્રીમંતાઈ કે ગરીબાઇ, વેદ અને સ્થાનિક ભેદને સ્થાન ન હોતાં એમ માની શકાય છે. પરંતુ પાટણમાં વસી શ્રીમંતાઈના શોખમાં લોભાણા અને રાજકારભારમાં માથા મારવા લાગ્યા તેમ મનોવૃત્તિઓ બદલાતી ચાલી. ધોળકામાં વસ્યા પછી તો આ વૃત્તિઓ એ તો ઉગ્રસ્વરૂપ પકડયું અને સમાનતાને બદલે મોટાઇ તથા મિથ્યાભિમાન વધ્યા. જે કુળમાંથી કન્યા આવે તે કુળમાં કન્યા આપવાને હિણપદ માનવા લાગ્યા. આવા કારણોથી ધોળકાના બુદ્ધિકુશળ આગેવાનોએ કળિઅણ મંડળી ૨૫૦-૩૦૦ વર્ષ ઉપર સ્થાપી. આ કાળઅણ મંડળીમાં જેઓ ભળ્યા તેઓ કુલીન-કળિઅણ ગણાવા લાગ્યા. એટલે એક વાડો બંધાયો. આ વાડામાં તે વખતના જાણીતા અને શ્રીમંત કુટુંબો ભળ્યા. બીજાઓ પાછળથી ભળવા આવ્યા તો તેમને ભેળવ્યા નહિ. આથી કેટલાકોને નુકશાન ખમવું પડયું. જે લોકો આ કળિઅણ મંડળીમાં ભળ્યા નહોતા છતાં પોતે સારા કહેવરાવાને કારણે પોતાની દીકરીઓ કળિઅણોમાં આપવા લાગ્યા. આ લોકોની સ્થીતિ કફોડી થઇ. કોઇ જ્ઞાતિમાં કે જથ્થામાં બધાં કોઇ શ્રીમંત હોય નહિ, આથી કોઇ કોઇ સમય પ્રમાણે માંડવાખર્ચ લેવા લાગ્યા. આ વર્ગ ચલણી કહેવાયો, પણ જે લોકો કળિઆણોમાં કન્યાઓ આપતા હતા તેમને આ વર્ગમાંથી કન્યાઓ મેળવવી પડતી તેથી જતે દહાડે તે વધારે મુશ્કેલીમાં આવવા લાગ્યા. વખત જવાની સાથે કન્યાના મા-બાપોએ

સામાન્ય માંડવા ખર્ચ લેવાની મર્યાદા મૂકી. પરિણામે નિરંકુશતા વ્યાપી. કન્યાઓના મુલ્યે સેંકડો અને અપવાદરૂપ હજારોના થવા લાગ્યા. પારસમણીને લોહ અડે તો કંચન થાય એ સિદ્ધાંત કળિઅણુની મંડળીએ માન્ય ન રાખ્યો. એણે તો પોતાની મોટાઇ સાચવવા તરફજ લક્ષ રાખ્યું. આથી અધકચરા સારા કુટુંબો પણ ઉપાધિમાં ફસાયા. એટલે જે ભાગ કળિઅણુ મંડળીનો બંધાયો હતો તે હજુ ચાલુ છે અને પુરાણી રીત પ્રમાણે આપ-લ કરે છે.

કન્યાવિક્રયનું જોર વધતું ગયું ત્યારે કેટલાક ડાહ્યાઓએ તે અટકાવવા જામનગર વિભાગના બાર ગામોમાં બંધ બાંધ્યો જેને લગભગ સવાસો વર્ષ થયા છે પણ આ પ્રતિબંધ લાંબો સમય વ્યવસ્થિત રીતે ચાલ્યો નથી.

એ પછી સંવત્ ૧૯૨૫ માં રાજકોટના શ્રીમંત બાવા ઓઝાએ આ બાબત પછી હાલારમાં કમિટિ સ્થાપી. તેમાં વિક્રયને સ્થાન ન હોતું. માત્ર સમય પ્રમાણે રૂ. ૪૦૧ના દાગીના—પલ્લુ અને રૂ. ૧૦૧ના બે જોડી કપડાં લેવાનો રિવાજ ઠરાવ્યો. આ કમિટિમાં હાલાર અને કચ્છનાં ઘણાં કુટુંબો ભળ્યા. વખતના જવાની સાથે ધ્રાંગધ્રાના ઓઝા અને ભાવનગરના ત્રવાડીઓ પણ ભળ્યા. કમિટિનું બંધારણ સંકચિત નહોતું. જે કોઈ તે ધારાને માન આપી વર્તવા બંધાય તે તેમાં ભળી શકે છે. આ પ્રમાણે કમિટીનો ફેલાવો જોકે કાઠીયાવાડના અને કચ્છના મોટા ભાગમાં થએલો છે અને ઘણા શ્રીમંત કુટુમ્બો તેમાં ભળેલા છે અને કેટલાક સમય સુધી તેનું બંધારણ વ્યવસ્થિત રીતે ચાલેલું છે. તો પણ હાલમાં એ કમીટીના આગેવાનોની બેકાળજીથી તેમજ સ્વાર્થીપતાથી ઘરેણું અને લુગડાંની રકમ હદ કુદાવી ગએલી છે. અંકુશ જેવું નામ રહ્યું નથી અલબત્ત એટલું તો ચોક્કસ છે કે કમિટીમાં ભળેલાઓ ઘરેણાં અને લુગડાં ગમે તેટલી કીંમતનાં લે છે છતાં વિક્રય નિમિત્તે એક કોડી પણ લેતા નથી. આ હિસાબે કળીયણુ મંડળીનું રૂ. ૧૩૭ લેવાનું ધોરણ છે તે કરતાં આ કમિટીનું ધોરણ એક પણ પાઇ લેવાનું નથી એ વધારે આવકારદાયક છે એમ તો કહેવુંજ પડશે. જો કમિટીનું જુનું બંધારણ વ્યવસ્થિત રીતે પુનઃ ગોઠવાય તો તેથી સમગ્ર જ્ઞાતિને ઘણો લાભ થવા સંભવ છે, આ કમિટીમાં ભળેલાઓ કમિટીવાળા કહેવાય છે.

ગુજરાતમાં હાલ બે વાડા છે એક ઉત્તર ગુજરાત અને બીજો દક્ષિણ

ગુજરાત. ઉત્તર ગુજરાતમાં પાટણ, ખેરાળુ, વિજાપુર, પ્રાંતિજ, અને વડાલી એ પાંચ ગામનો બંધ છે. આ પાંચ ગામ વાળાઓ પોતપોતામાં કન્યાઓની આપ લે કરે છે. આ ધોરણ બંધારણ પ્રમાણે ચાલ્યું આવે છે, પરંતુ કંઇક ગામડા વાળાઓનો કચવાટ છે. કારણ કે પાટણ વાળાઓ પોતાની કન્યાઓ બહારગામ આપવા ઇચ્છતા નથી આથી ગામડા વાળાઓને કન્યા મેળવવી મુશ્કેલ પડે છે. આ બંધારણ જો વિસ્તૃત થાય અને તેમાં બીજા ગામો ભળે તો હિતકર થવા સંભવ છે. દક્ષિણ ગુજરાતમાં શુકલતીર્થ; બરકાલ, નંદુરબાર, બાલાપુર, અને બુરહાનપુરનો જથ્થો છે. આ ગામ-વાસીઓ પોતાના જથ્થામાં કન્યાઓની આપલે કરે છે છતાંય શુકલતીર્થ અને બરકાલમાં જે લોકો અગાઉથી ક્ળિયણ મંડળીમાં ભળેલા હતા તેમના કુટુમ્બો અને અન્ય કુટુમ્બોના બે જથ્થા છે. સુરત જોકે અલગજ છે છતાં ત્યાં વસતા થોડાક કુટુમ્બો શુકલતીર્થ, બરકાલ, નંદુરબાર વિગેરે સ્થળે કન્યાઓ આપે છે તથા થોડાક કુટુમ્બો અમદાવાદ વિગેરે સ્થળોએ કન્યાઓ આપે છે. સુરતમાં અમદાવાદી અને સુરતી એવા બે ભેદ છે, સુરતી કહે-વાતા બાવન ચોરા બહાર ગણાય છે. ગુજરાતના મધ્ય ભાગમાં અમદાવાદ, કપડવંજ, ગોધરા, લુણાવાડા, આંતરસુબા, ખંભાત વિગેરે ગામો છે તેમાં અરસપરસ કન્યાઓની આપલે થાય છે પણ કાંઇ પ્રતિબંધ જેવું નથી અમદાવાદમાં જે સ્થાનિક વિભાગ તરીકે ગણાય છે તેમાં કોઠાવાળાનું કુટુમ્બ મોટે ભાગે કન્યાઓ ધોળકામાં આપે છે, લાવે છે, અમદાવાદમાંજ આપલે કરે છે. છતાં કન્યાઓની અછતને લઇ અમદાવાદના સ્થાનિક કોઇ કોઇ કુટુમ્બો દશકોસી અને નવ ગામમાંથી વખત પ્રસંગે કન્યાઓ લાવે છે, અને અમદાવાદની જ્ઞાતિ ઠરાવે તે રકમ આપી શુદ્ધ થાય છે. સમી, મુજપર, ચંદુર વિગેરે ગામો પોતપોતામાંજ કન્યાઓની આપલે કરે એવો પ્રબંધ હમણાં થયો છે. આ ઉપરાંત બાકી રહેલા કુટુમ્બો ગુજરાત, કાઠી-યાવાડ, અને કચ્છમાં અનુકૂળતા પ્રમાણે ગમે ત્યાં કન્યાઓની આપલે કરે છે. કેટલાક સુશિક્ષિત અને સારાં કુટુમ્બો કન્યાના પૈસા લેતા નથી. પણ વખત પ્રસગે છોકરાના આપે છે. ભાવનગર, ત્રાપજ એ મહૂવાના થોડાક કુટુમ્બો ફક્ત રૂા. ૩૦૦) કન્યાના નામ ઉપર મુકાવી કન્યાઓની આપલે કરતાં થયા છે. આ શરૂઆત બંધારણ રૂપે વ્યવસ્થામાં ગોઠવાય તો તેમાં ઘણા કુટુમ્બો ભળે અને હાલ ચાલતી અવ્યવસ્થા મોટે ભાગે દૂર થાય એ માની શકાય છે. કોઇ કોઇ વખતે મારવાડ તરફથી ગુજરાત કાઠીયાવાડમાં જુદે જુદે સ્થળે પાંચ, સાત કન્યાઓ પણ આવેલી છે.

# સામવેદી અને યજુર્વેદી.

એતો ચોક્કસ રીતે માની શકાય છે કે ભિન્નમાળ છોડી પાટણ આવ્યા ત્યાં સુધી અને ત્યાર પછીના થોડાક સમય સુધી પણ યજુર્વેદી સામવેદી વચ્ચે કોઇપણ પ્રકારનો ભેદ કે અંતર ન હોતાં ભોજનવ્યવહાર તેમજ કન્યા લેવા દેવાનો વ્યવહાર ચાલુ હતો. ગુજરાત કાઠીયાવાડમાં જુદે જુદે સ્થળે વસવાટ કરવા છતાં પણ આ વ્યવહાર અબાધિત હતો એમ માની શકાય છે. કારણ કે સંવત્ ૧૮૬૫ માં જામનગર મુકામે કન્યાવિક્રય પ્રતિબંધનો ધારો થયો તેના દસ્તાવેજમાં સામવેદીઓ સાથે યજુર્વેદી કુટુમ્બો પણ ભળેલા છે અને તેમની સહીઓ છે. હજુએ જામનગરમાં કોઇ કોઇ કુટુમ્બોમાં કન્યા આપવા લેવાનો વ્યવહાર થાય છે. અમદાવાદમાં પણ આવા દાખલાઓ બનેલા છે. જામનગરની પાંખીઓમાં પણ સમવેદી યજુર્વેદીઓ પણ સામેલ હતા એ આપણે જામનગરની હકીકતમાં જોઇ ગયા છીએ સમી મુજપર તરફ તો છૂટથી વ્યવહાર થાય છે. પાટણના પાંચ ગામના બંધાએલા બંધમાં થોડાક યજુર્વેદી કુટુમ્બો ભળેલા છે. એટલે આ ભેદ અને અંતર અમુક સંજોગો અને મત મતાંતરના કારણરૂપ હોવા જોઇએ એમ માની શકાય છે. લગભગ બસોક વર્ષો ઉપર મોરબીમાં યજુર્વેદીઓ અને ધોળકાનો ઝઘડો થયો ત્યારથી આ ભેદે ઉગ્ર સ્વરૂપ લીધું જણાય છે. ઝાલાવાડ અને ગોહિલવાડ ધોળકા સાથે સામેલ થએલ અને હાલાર તથા કચ્છે અનુકૂળતા પ્રમાણે વતન રાખેલું છે. આ બનાવ પછી સામવેદી અને યજુર્વેદીના બે તડ઼ા જુદાજ હોય એવો વ્યવહાર પ્રચલિત થએલો છે. ભોજન વ્યવહાર માટે વ્યકિતગત બાધ નથી તેમજ સમુહમાં એ બાધ નથી છતાં કોઇ કોઇ ગામમાં સામવેદી યજુર્વેદી વસતા હોય ત્યાં બંને પક્ષના જથ્થાઓ હોય છે અને તે જુદો વ્યવહાર રાખતા જણાય છે દેશતેડાની કંકોત્રીમાં એ પણ સામવેદી યજુર્વેદીને આમંત્રણ નથી આપતા અને યજુર્વેદી સામવેદીને આમંત્રણ નથી આપતા આ કારણથી દેશ બંધાયા હોય એમ લાગે છે સામવેદીઓમાં જેમ કળિયણ મંડળી કમિટી વિક્રય કરનારા જથ્થાવાળા એવા ભેદો છે તેમ યજુર્વેદીઓમાં પણ ભેદો છે કેટલાક સારા કુટુમ્બો પોતાની કન્યાના પૈસા લેતા નથી ત્યારે બહુજ થોડા કુટુમ્બો પૈસા લે છે. પરંતુ મોટો ભાગ સામ સામું અથવા તો ત્રેખડ કરે છે, તેઓમાં કોઇ અન્ય પ્રકારનો કાંઇ પ્રતિબંધ નથી. કાઠીયાવાડમાં જામનગર મોરબી ધ્રાંગધ્રા, મુજપર,

પાટણ હળવદ અને ચૂડા એ ગામોમાં યજુર્વેદીઓનો જથ્થો સારો છે. આ ઉપરાંત કચ્છમાં અને કાઠીયાવાડના કોઇ કોઇ ગામોમાં થોડા થોડા કુટુમ્બો વસે છે.

જો કે સામવેદી બંધુઓ કરતાં યજુર્વેદી બંધુઓ ગુજરાત, કચ્છ કાઠીયાવાડમાં થોડી સંખ્યામાં વસે છે તોપણ એકંદર સામવેદી કરતાં યજુર્વેદીની સંખ્યા વધારે છે. ૪૫ હજારની સંખ્યામાં ૨૨ હજાર સામવેદી અને ૨૩ હજાર યજુર્વેદીની ગણુત્રી થએલી છે. ગુજરાત, કચ્છ, કાઠીયાવાડના અમુક ભાગ શીવાય કોઇપણ સ્થળે સામવેદી યજુર્વેદીમાં જ્ઞાતિ ભોજન કે કન્યા વ્યવહારમાં ભેદ જણાતો નથી. પણ ઋગવેદી અને અથર્વ વેદી ઘણાજ થોડા બંધુઓ છે. તેમાં પણ ભેદ જણાતો નથી. તો પછી આ ભેદ સમગ્ર જ્ઞાતિના હિતમાં નુકશાન કારક છે એમ કહેવું પડશે.

## દેશનું બંધારણ.

ઉપર જણાવી ગયા છીએ તે પ્રમાણે સામવેદી યજુર્વેદી વચ્ચે ઝગડો થવાથી તેમજ દેશના બંધા બંધાણા હોય એમ લાગે છે પહેલાં તો સામવેદીમાં કાંઇ પ્રસંગ હોયતો યજુર્વેદીઓને નિમંત્રણ થતું અને તેઓ આવતા હતા. યજુર્વેદીઓમાં કોઇને ત્યાં પ્રસંગ હોયતો તેઓ સામવેદીઓને આમંત્રણ કરતા અને તેઓ ભાગ લેતા. આશરે બસો વર્ષો ઉપર મોરબીમાં એક યજુર્વેદી ભાઇને ત્યાં એમની માતાના કારજ પ્રસંગે સર્વને નિમંત્રણ કરેલું હતું અને તેમાં ધોળકાથી કેટલાક ભાઇઓ આવ્યા હતા જોકે આજ વખતે ઝઘડો થએલો અને તેમાંથી સામવેદી યજુર્વેદી વચ્ચે ભેદભાવ થવા પામ્યો છે છતાં આ પ્રસંગ સુધી ભેદભાવ ન હોતો એની સાબીતી થાય છે. આ પછીજ બંને પક્ષીમાં પ્રસંગો પાત આમંત્રણ આપવાના વિભાગો બંધાયા હોય એમ માની શકાય છે. મોટા દેશનું બંધારણ એટલે બાવન ચોરાનું બંધારણ આ પ્રસંગ પછીજ થયું હોય એમ લાગે છે. આની પ્રથા જુદી જુદી છે.

મોટા દેશનું આમંત્રણ ઠેઠ કાશી સુધી અપાય છે દ્વારિકાં, શુકલતીર્થ પ્રભાસપાટણ, મહુવાથી લઇને કાશી સુધી કંકોત્રીઓ લખાય છે. સામાન્ય રીતે આ દેશમાં આવનાર બધુઓને બે અથવા ત્રણ દિવસનું ભોજન અને રૂ ૨) અથવા ૫) દાક્ષણામાં આપવામાં આવે છે. એમ કહેવાય છે કે પહેલવહેલો મોટો દેશ ધોળકામાં સ્વર્ગસ્થ ત્રવાડી નંદકેશર વલ્લભે કર્યો હતો. અને ત્યાર પછી તેની પ્રથા ચાલુ થએલી. ઉત્તરોત્તર ઘણા શ્રીમંતોએ

મોટાં દેશતેડાં કરેલાં છે. આ દેશતેડાં સમગ્ર સ્થળોના જ્ઞાતિબંધુઓની એકત્ર સભા દેશતેડારૂપ હતાં. વખતે આવનાર બંધુઓ આપસઆપસમાં વિચારોની આપલે કરતા, કોઇ કોઇવાર જ્ઞાતિ વિષયની ચર્ચા પણ કરતા, અને પ્રસંગોપાત સગપણો પણ થતા હતા. જુદા જુદા સ્થળના જ્ઞાતિ બંધુઓ જ્યારે રેલો જેવા સાધનો નહોતાં તે વખતે પણ ઉત્સાહથી તેમાં ભાગ લેતા. અત્યારે મુસાફરીના સાધનોની સગવડતા વધવા છતાં પણ નોકરી અને ધંધામાં ગુંથાએલા ભાઇઓ ભાગ લઈ શકતા નથી. એટલે દેશતેડાનું મહત્વ આગળ જેટલું નથી રહ્યું.

જેને મોટો દેશ કરવાની શક્તિ ન હોય તે નાનો દેશ એટલે અમુક જથ્થામાં જોડાએલા ગામોમાંજ નિમંત્રણ આપે છે. અને આવનાર બંધુઓને ભોજન આપવા ઉપરાંત રૂ ૧) અથવા ૮ આના શક્તિ પ્રમાણે દક્ષિણા આપે છે. આ વિભાગ નીચે પ્રમાણે છે.

૧. પાટણવાડો તથા ગુજરાત એમાં ૧૩ ગામ છે.
૨. નર્મદા કાંઠો એમાં ૬ ગામ છે.
૨. ગોહિલવાડ તથા કાઠીયાવાડ એમાં ૩૨ ગામ છે.
૪. ઝાલાવાડ તથા ભાલ એમાં ૨૬ ગામ છે.
૫. હાલાર તથા સોરઠ એમાં ૧૬ ગામ છે.
૬. કચ્છ એમાં આખા કચ્છ પ્રદેશના ગામડાંઓ આવે છે.

જેને આ ઉપરાંત તદ્દન ઓછું ખર્ચ કરવું હોય તે પોતાની નજીકના ગામોનો ચોમલ તેડે છે. વળી પોતાના ગામમાંજ સારી રીતે વાપરવું હોય તે જ્ઞાતિ ભોજન કરી ચાર ચાર આના દક્ષિણા આપે છે.

મોટું દેશતેડું એટલે બાવનચોરો. આ બાવનચોરામાં પ્રથમ કદાચ બાવન ગામ હશે પણ હાલ ૯૩, ૯૫ ને આશરે છે જ્યાં જ્ઞાતિના આગેવાનોના નામ ઉપર કંકોત્રીઓ લખવામાં આવે છે. આ પ્રથા શરૂ થયાને ઘણા વર્ષો થવા છતાં એ સમયના આગેવાનોના નામો ઉપરજ હજુ પણ કંકોત્રીઓ લખવામાં આવે છે. આ ૯૩ ગામ નીચે પ્રમાણે છે:—

પાટણ, ખેરાળુ, કપડવંજ, આતરસુંબા, દેહગામ, મુજપર, વિજાપુર, ચોરવડોદરા, ગોધરા, પ્રાંતીજ, ધારાસણા, અમદાવાદ, ધોળકા, સોજીત્રા, વડોદરા, બરકાલ, શુકલતીર્થ, ભરૂચ, ખંભાત, ભંડારીયું, કુકડ, તળાજું, ત્રાપજ, વળા, દીઓર, ગઢળી, ગઢડા, ઉમરાળુ, રોહીશાળુ, દામનગર, કુંડલા, જસપરૂ, શીહોર, જુનુંસાવર, મહુવા બંદર, લાઠી, ગારીઆધાર, ખોખરા,

પાલીતાણા, ડાઠા, સાણોદર, ભુંભલી, ચોવડ, બાબરા, અમરેલી, ચીતળ, ભાવનગર બંદર, દડવા, ઘોઘા બંદર, વાલુકડ, બોટાદ, હળવદ, ધ્રાંગધ્રા, સીસા, વઢવાણ, લીંમડી, ધાધ્રરેટીઉં, ચુડા, રાણપુર, પાણસીણા, લીંબડી, સાયલા, થાન, સુદામડા, અંકેવાળીયું, શીઆણી, ભડીઆદ, ગાંફ, પીપળી, ધોળેરા, બરવાળુ, પછેગામ, પોલારપર, રોઝકા, અડવાળ, ગેડી, બગોદરા, નવાનગર, વાંકાનેર, રાજકોટ, ગોંડલ, નીકાવું, મોરબી, સરધાર, હડીઆણું, ધ્રોળ, કાલાવડ, પડધરી, મેંગણી, વડાલું, જુનાગઢ, ધોરાજી, જેતપર, ભુજ, અંજાર, માંડવી, શુકલતીર્થ, બરકાલ વગેરે.

આ ગામોમાં દિવસ જતાં ફેરફાર થાય એ સંભવિત છે. પ્રગતિના જમાનામાં ઘણા ગામો એવા હશે કે જ્યાં નોકરી ધંધાર્થે જ્ઞાતિ બંધુઓ જઇ વસ્યા હશે તેમજ ઉપર લખેલા પૈકી કોઇ ગામો જ્ઞાતિ બંધુઓની વસ્તી વગર ખાલી પણ થયા હશે. છતાં કંકોત્રીઓ લખવાનો ક્રમ પણ ઉપર પ્રમાણેજ છે. બુરહાનપુર, બાલાપુર, નંદુરબાર, અને કાશી જેવા ગામો કે જ્યાં ગુજરાત કાઠીયાવાડમાંથી છેલ્લા બસો વર્ષોથી કોઇ કોઈ કુટુમ્બો રહવા ગયા છે તે તેમના મૂળગામના પેટામાં આવી જતા હશે એમ લાગે છે. અથવા તો એ સમયમાં રેલ્વે જેવા મુસાફરીના અનુકૂળ સાધનોના અભાવે બહુ દૂરથી કોઇ ન આવી શકે તેમ કંકોત્રીઓ પણ જલ્દી ન પહોંચી શકે તે હેતુસર ઉપરના ગામોમાં તેની ગણત્રી કરવામાં આવી નહીં હોય. હાલમાં છેલ્લા પચાસ વર્ષોની અંદર એવલા, પુના, અને દક્ષિણના છૂટક છૂટક ગામોમાં પાટણ, ખેરાળુ, અને વિજાપુરના ભાઇઓ જઇ વસેલા છે. મુંબઇ, કલકત્તા, કરાંચી જેવા વ્યાપારના ધીકતા ધંધાદારી શહેરોમાં જુદા જુદા સ્થળોએથી કેટલાક સાહસિક બંધુઓ નોકરી ધંધાર્થે જઈ સ્થાઇ વસેલા છે. આ ગામોમાં પણ કાંઇ કંકોત્રીઓ લખવામાં આવતી નથી. આફ્રિકા જેવા દૂરદેશાવરમાં પણ થોડાક ઉત્સાહી ભાઇઓ છેલ્લા બે ત્રણ દશકામાં જઇ વસેલા છે. આ પ્રમાણે બનવું એતો સ્વાભાવિકજ છે. વખતના આગળ વધવાની સાથે ફેરફાર થયા કરે છે.

## બાવનચોરા બાદ.

અમદાવાદની આસપાસ ગુજરાતમાં થોડાક એવાં ગામો છે કે જેમાં વસતા શ્રીમાળી બ્રાહ્મણ બંધુઓ શ્રીમાળી બ્રાહ્મણ તરીકે ઓળખાય છે, છતાં તેમને દેશતેડામાં નિમંત્રણો આપવામાં આવતાં નથી. તેમજ જાહેર રીતે ભોજનમાં પંક્તિ પણ આપવામાં આવતી નથી. આ વિભાગ દશા-

કોશીનો[1] નામે જાણીતો છે. એમાં ત્રણ વર્ગ છે. દશકોશીના દશ ગામ, નવ ગામ, અને વીશકોશીના વીશગામ. આ વિભાગમાં દશકોશી અને નવગામ સમાન ગણાય છે. જ્યારે વીશકોશીના વીશગામ તદ્દન ઉતરતા ગણાય છે. એટલે કે તેમાં કન્યાઓ લાવવાનું ધોરણ કોઇ પ્રકારનું હોય એમ માની શકાતું નથી. ગમે તે, ગમે ત્યાંથી ગમે તેવી કન્યા સાથે લગ્ન કરે છે એમ કહેવાય છે. પણ આ વીશગામવાળાઓ પોતાની કન્યાઓ સગવડતા પ્રમાણે વીશકોશીમાંજ અથવા તો દશકોશી અને નવગામવાળાનેજ આપે છે. નવ ગામમાંથી તેમજ દશકોશીમાંથી કોઇ કોઈ કન્યાઓ વડોદરા, ખંભાત, અને અમદાવાદ જેવા ગામોમાં ત્યાંના સ્થાનિક વતનીઓ પૈકી કોઇ કોઇ બાવનચોરામાંથી કન્યા મળવાના અભાવે લાવે છે. પરંતુ આવી કન્યા લાવનાર ઇસમને અમુક રકમ લઇ જ્ઞાતિ તરફથી શુદ્ધ કરવામાં આવે છે ત્યાર પછીજ તેને પંક્તિ આપે છે. આ પ્રથા ઘણીજ ચર્ચાસ્પદ છે. જેને ઘેર જાન લઇને જાવું અને પાછળથી ખાનગી ભોજન વ્યવહાર સગા સંબંધીઓમાં ચાલુ રહે છતાં પંક્તિનો બાદ ગણવો એ વ્યાજબી ગણાશે નહિ. કાંતો આ ગામો સાથેનો વ્યવહાર તદ્દન બંધજ કરવો જોઇએ અથવા તો એ ગામો પૈકી જે ગામો પવિત્ર થઇ શુદ્ધતાથી વર્તવા માગતા હોય એવાઓને ભેળવવા એ વધારે ઇષ્ટ છે. આમ થાય તો ઉપરના કારણે કેટલેક સ્થળે ઘરનો કજીયો જ્ઞાતિમાં પેસવા પામી જ્ઞાતિમાં વિખ-વાદ ઉભો થવા પામે છે એ બંધ થાય. વડોદરા અગાઉ બાવન ચોરા બાદ ગણાતું હતું પણ તેને શુદ્ધ કરી પાછળથી બાવન ચોરામાં ભેળવ્યું છે.

પોરબંદર તરફ પોરેચા નામના બ્રાહ્મણો છે તે પણ શ્રીમાળી બ્રાહ્મણ કહેવાય છે. છતાં તેઓ આચાર વિચારથી ઉતરી ગએલા છે એટલે તેમને શ્રીમાળી બ્રાહ્મણમાં આપણી સાથે ગણવામાં આવતા નથી. અગાઉ પોરેચાની એક બે કન્યાઓ આપણામાં આવી હશે તેમજ એકાદ કન્યા પોરેચામાં અપાણી હશે પણ તેમને જ્ઞાતિ તરફથી શાસન ભોગવવું પડયું છે.

---

૧ નવ ગામની અંદર; ઉમરેઠ, નડિયાદ, મહુધા, મહેમદાવાદ, મુજપુર, (આ ગામ પેટલાદ પાસે ચરોતરમાં આવેલું છે તે) ચકલાસી, ભાલેજ, બોરસદ. જેસાપુર, સહેસ, પેટલાદ, વિગેરે ગામો આવેલા છે. દશકોશીમાં, વહેલાલ, રાયપુર, ડભોડા, પેથાપુર, અડાલજ, ઉવારસદ, આદરેજ, સરખેજ, વીસલપર, જેતલપર, ઝુવાલડી, વિગેરે ગામો આવેલા છે. વિશકોશીમા, લીખી, બેચણા, વાઘપુર, રાંગપુર, અહમદનગર, વાવળીઘુંટળ, ચાખલા, પચેગામ, કરોલી વિગેરે ગામો આવેલાં છે

## પ્રગતિને પંથે.

જેમ સંસાર આગળ વધે છે તેમ પ્રગતિ પણ આગળ વધે છે. કુદરતિ નિયમાનુસાર જે કાલ હતું તે આજ નથી; જે આજ છે તે કાલ નથી રહેવાનું. મનુષ્ય સ્વભાવને પણ રોજ કંઇ નવું નવું જોઇએ છીએ. જુના તરફ કંટાળો આવે છે અને નવા તરફ પ્રેમ વધે છે. બ્રિટીશ સરકારના સામ્રાજ્યના વાતાવરણમાં પોષાયા પછી તે પ્રગતિએ નવુંજ સ્વરૂપ લીધું છે. જગતની સાથે આપણો દેશ પણ અવનવા પંથે પ્રયાણ કરે છે. રાજકિય પ્રકરણમાં, સામાજીક પ્રકરણમાં, ધાર્મિક પ્રકરણમાં, નૈતિક પ્રકરણમાં, અને વ્યાવહારિક પ્રકરણાદિમાં રોજ નવી નવી પ્રગતિના પ્રયાણ મંડાતાં ચાલ્યાં છે. જ્ઞાતિઓ પણ પોતપોતાની પ્રગતિના માર્ગે આગળ વધવા પ્રયત્ન કરી રહી છે. આપણી જ્ઞાતિએ પણ છેલ્લી બે ત્રણ સદીથી પોતાની પ્રગતિના પનોતાં પગલાં ભરવા માંડ્યા છે. અગાઉ હાલના જેટલાં છાપખાનાં નહોતાં, વર્તમાન પત્રો નહોતાં, પુસ્તકો નહોતાં લખાતાં, એટલે પ્રગતિની પ્રથાને પણ જાળવી રાખવી મુશ્કેલ હતી. આ કારણને લઇ લાંબા સમયની હકીકત તો આપણને નહિં મળી શકે પરંતુ છેલ્લી બે ત્રણ સદીમાં થએલ પ્રગતિ નોંધવા જેવી છે. અને તે નીચે પ્રમાણે છે:—

કાઠીયાવાડમાં કન્યાવિક્રયનો ત્રાસ બહુ છે અને તે અટકાવવાની જરૂર છે આવો પોકાર શતકો થયાં ચાલતો આવે છે. આપણી જ્ઞાતિ પણ આમાં અપવાદ રૂપ નથી છતાં આપણી જ્ઞાતિમાંથી એ દુષ્ટ ચાલ દૂર કરવાને માટે ઘણા પ્રયત્નો થયા છે અને થાય છે. જામનગરની અંદર હાલારના બાર ગામની જ્ઞાતએ મળી કન્યાવિક્રયનો ચાલ અટકાવવા તેમાંની મુખ્ય શરતો નક્કી કરી સંવત્ ૧૮૬૫ ફાગણ વદ ૮ મના રોજ દસ્તાવેજ કરેલો છે. તેની શરતો એ છે કે પડલાની (માંડવા ખર્ચની) કોરી ૧૦૦૦) તથા ઘરેણું કોરી ૩૦૦) નું લેવું. આ ઉપરાંત છાનું લે તેને નાત બહાર કરવો.

બીજું વેવીશાળ કરી પાછું મુકે, વર અથવા કન્યાવાળો ખુટીને મૂકે તો નાતથી બહાર છે. બીજું વર અથવા કન્યાને રાજક દૈવક થાય ને દોકડા લીધા હોય તથા ઘરેણું તથા લુગડાં હોય તે કન્યાના માબાપ દીકરાના માબાપને પાછાં સોંપે.

આ દસ્તાવેજમાં જે બાર ગામ ભળ્યાં છે તે નીચે મુજબ છે:—

નવાનગર, ધ્રોળ, હડીયાણા, પડધરી, ગોંડળ, રાજકોટ, ધોરાજી, જેતપુર. દસ્તાવેજની નીચે આગેવાનોની સહીઓ છે.

સ્વગસ્થ પિતાંબરદાસ જેઠાભાઇએ પોતાના પિતાશ્રી જેઠાભાઇ અંબાઇદાસના નામથી ધોળકાના વિદ્યાર્થીઓને ફી, ચોપડીઓ આપવા માટે રૂા. ૧૫૦)ની રકમ ઉત્તર વિભાગના કેળવણી ખાતાના મે. ઇન્સ્પેક્ટર સાહેબની મારફતે ગવર્નમેન્ટ સેવિંગ બેંકમાં મૂકી હતી. જેમાંથી ઇ. સ. ૧૮૮૩ ઓગષ્ટથી શરૂઆત કરવામાં આવી હતી.

સંવત્ ૧૯૪૧ ના આસો સુદ ૨ રવીવારથી ધોળકા મુકામે ધોળકા શ્રીમાળી શાંતીરૂપ સભાની સ્થાપના થઈ હતી જે દ્વારા જ્ઞાતિહિતકારક ભાષણો વિગેરેની પ્રવર્તિ કરવામાં આવતી હતી.

૨૩ મી સપ્ટેમ્બર ૧૯૧૭ ના રોજ મુંબઇમાં "બોમ્બે શ્રીમાળી બ્રાહ્મણ એસોસીએશનની" સ્થાપના થઇ હતી.

ધ્રોળમાં શ્રી વિદ્યા પ્રસારક મંડળની સ્થાપના થઇ હતી. જ્ઞાતિની ઉન્નતિને અર્થે યોગ્ય વિષયોની ચર્ચા કરવાને માટે જ્ઞાતમાં "શ્રીમાળી શુભેચ્છક" નામનું ચોપાનીયું સ્વર્ગસ્થ વૈદ્યરાજ જટાશંકર લીલાધરે "શ્રીમાળી શુભેચ્છક સભા" જામનગર તરફથી સંવત્ ૧૯૪૦ ના કાર્તિક માસથી શરૂ કરેલું હતું જેમાં જ્ઞાતના સામાન્ય વિષયોની તેમજ ધાર્મિક અને વ્યાવહારિક વિષયોની ચર્ચા કરવામાં આવતી હતી. આ ચોપાનીયું ૭-૮ વર્ષ ચાલી બંધ થએલું છે જેનો પુનરોદ્ધાર રા. ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી એમ. એ. એ ઇ. સ. ૧૯૨૦ ના જાન્યુઆરીથી કરેલો છે જે અદ્યાપિ વિદ્યમાન છે અને તેમાં જ્ઞાતિહિતના વિષયોની સામાન્ય દૃષ્ટિએ ચર્ચા કરવામાં આવે છે.

"શ્રીમાળી અભ્યુદય" નામનું માસિક ઇ. સ. ૧૯૧૨ ના ઓગષ્ટ માસથી મહુવાથી રા. રા. જટાશંકર ઇશ્વરલાલના સંપાદકપણા નીચે શ્રી. કાશીરામ ભાઇશંકર ઓઝા (પ્રેમી)ની પ્રોત્સાહકપૂર્વકની અંગત સહાયતાથી શરૂ કરવામાં આવેલું જે અદ્યાપી ચાલુ છે. આ માસિકમાં ગુજરાત, કાઠીયાવાડના જ્ઞાતિબંધુઓ ઉપરાંત મારવાડી, મેવાડી, માળવીય જ્ઞાતિ બંધુઓની ઉન્નતિના સામાન્ય અને ધાર્મિક વિષયો ચર્ચાય છે.

"શ્રીમાળી જીવન" નામનું ત્રિમાસક રા. નર્મદાશંકર વલમજી દવેએ રાજકોટથી શરૂ કર્યું હતું પણ તે એકજ વર્ષ ચાલી બંધ પડેલું છે.

આ ઉપરાંત શ્રીમાળી બ્રાહ્મણોની આધુનિક સ્થિતિ અને તેનું દિગ્દર્શન નામની બે પત્રિકાએ ભાઇ પ્રેમીએ ઇ. સ. ૧૯૧૧-૧૨ માં છપાવી બહાર પાડેલી છે.

ભાવનગરમાં શ્રીમાળી શુભેચ્છક સભાની સ્થાપના સં. ૧૯૭૯ના આસો સુદી ૭ને રવિવારના રોજ થઇ હતી. એ સંસ્થાદ્વારા લોપ થતો ધર્મકર્મની પ્રગતિ તથા જ્ઞાતિ ઉન્નતિના બીજા ઉપાયો યોજવા પ્રબંધ કરવામાં આવ્યો હતો. આ સંસ્થા હજુ અસ્તિત્વમાં છે. માત્ર સભા હસ્તક પાછળથી જે લાયબ્રેરી સ્થાપવામાં આવી છે અને જેની પાસે સંખ્યાબંધ સારા વાંચવા લાયક પુસ્તકો છે તેના વાંચન શીવાય સંખ્યાદિ શીખવવાની શાળા બંધ થઇ છે.

ધોળકામાં વિદ્યોત્તેજક ફંડની સ્થાપના કરવામાં આવી હતી જે દ્વારા વિદ્યાર્થીઓને વિદ્યાવૃદ્ધિ માટે યોગ્ય ઉત્તેજન આપવામાં આવતું હતું. પરંતુ પાછળથી આ ફંડ શ્રી ધોળકા શ્રી. બ્રા. હીતવર્ધક મંડળ સ્થપાયું તેમાં આ ફંડની રકમ સોંપી દેવામાં આવી છે. આ મંડળ નવા બંધારણ ઉપર રચાયું છે અને વ્યવસ્થિત પદ્ધતિએ કામ કરે છે. વિદ્યાર્થીઓને પુસ્તકો વિગેરેની મદદ દર સાલ આ મંડળમાંથી આપવામાં આવે છે.

માંડવીમાં વિદ્યોત્તેજક મંડળ વિદ્યાની વૃદ્ધિ અર્થે કામ કરી રહ્યું છે.

જામનગરમાં વિદ્યાપ્રચારક મંડળ પણ પુસ્તકોની સ્હાય વિદ્યાર્થીઓને આપે છે અને સારૂ કેળવણી કાર્ય કરી રહ્યું છે.

શુકલતીર્થમાં જ્ઞાતિ યુવકોનું એક સેવા મંડળ પણ જ્ઞાતિ સેવાનું કામ કરે છે.

મોરબીમાં અંબિકાવિજય પાઠશાળા રા. મુગટલાલ કલ્યાણજી દવેના ઉત્સાહપૂર્વકની મહેનતથી સુંદર કામ કરી રહેલ છે.

મુજપરની જ્ઞાતિએ પોતાના પાંચ ગામોનો ગોળ સં. ૧૯૮૪ના કાર્તક સુદ ૧મથી બાંધેલો છે અને તેના ધારાઓ બાંધ્યા છે જેમાં મુજપર જથ્થા બહાર કન્યા નહિ આપવા, કન્યાનો દેજ રૂા. ૫૦૧ લેવા, વધારે કોઇ લેતો તેને શાશન કરવી; જાન દિવસ ૫ રાખવી રૂા. ૧૫૧ નું પલ્લું અને નાનુ વંસંત રૂા. ૨૫ નું લેવાનું ઠરાવવામાં આવેલું છે.

## કળીયણ મંડળીની સ્થાપના.

અગાઉ લખી ગયા છીએ તે પ્રમાણે પાટણમાં વસ્તા જ્ઞાતિબંધુઓએ જ્યારે નાગરોના સહવાસમાં આવી શ્રીમંતાઇનો ડોળ રાખવા માંડયો અને યજમાન વૃત્તિ છોડી ત્યારે થોડા વખત સુધી તો આ પ્રથા સારી રીતે ચાલી હતી. પરંતુ પાછળથી નબળી સ્થિતિ ના આવવાની સાથે બધા

લોકો શ્રીમંતાઇ સાચવી શક્યા નહિ. અને તેમાંનો મોટો ભાગ યજમાન વૃત્તિ ઉપર વળ્યો. આ પ્રસંગે ધોળકા શ્રીમંતાઇના જોરમાં હતું એટલે શ્રીમંત લોકો યજમાન વૃત્તિ કરનારાઓ તરફ લાગણીથી જોતા બંધ થયા. વળી લગભગ ૧૬ મી સદી ઉપરના સમયમાં સામવેદી અને યજુર્વેદી વચ્ચે ધોળકામાં તકરાર થએલી કહેવાય છે. આ કારણથી બંને તફા જુદા પડયા. ત્યારબાદ કેટલાક સામવેદી ભાઇઓ પણ નબળા પડયા તેથી યજમાન વૃત્તિ ઉપર દોરવાયા અને દીકરીઓનો પૈસો લઇ વિક્રય કરવા લાગ્યા. બીજી તરફ શ્રીમંત લોકો જે કુળમાંથી કન્યા લાવતા હતા એ કુળમાં પોતાની કન્યા આપવાને હીણપદ સમઝતા હતા. આવી અંધાધુંધીમાં કેટલાક સમજુ ગૃહસ્થો કન્યાની લેવડદેવડ બંધારણ ભરેલી રીતે થાય એવી વ્યવસ્થા પૂર્વકની યોજના કરવા લાગ્યા. આ યોજનાનો એક કાગળ તૈયાર કરી ગુજરાત, કચ્છ, કાઠીયાવાડના લગભગ બધા ભાગોમાં વસતા સામવેદી જ્ઞાતિ બંધુઓ ઉપર તે મોકલવામાં આવ્યો. આ કાગળમાં એવી શરતો લખી હતી કે.

૧ આ મંડળીમાં યજમાન વૃત્તિ કે ભિક્ષા વૃત્તિ કરનારને ભેળવવામાં આવશે નહિ.*

૨ આ મંડળીમાં સહી કરનાર બધા એક સરખા ગણાશે.

૩ આ મંડળીમાં ભળનારાઓએ મંડળી બહાર પોતાની કન્યા આપવી નહિં.

૪ જે કુળમાંથી કન્યા લીધી હોય તે કુળમાં પાછી કન્યા આપવાને બાધ ગણવો નહિ.

૫ કન્યાનો બાપ ગમે તેટલો શ્રીમંત હોય તોપણ તેણે વરના બાપ પાસેથી રૂ. ૧૦૧) પલ્લાના[1] લેવા પછી ભલ તેની ઇચ્છા ન હોય તો પહેરામણીમાં પાછા આપે.

---

* એ તો ચોક્કસ છે કે આ મંડળીમાં ભળેલાઓને યજમાનો નથી. તેઓ ખાસ કરી યજમાન વૃત્તિ કરતા નથી, પણ હાલમાં કોઇ કોઈ અપવાદ રૂપે મોસાળ પક્ષ તરફથી મળેલા યજમાનોનું કાર્ય કરાવતા જોવામાં આવે છે.

૧ આ રકમ શાસ્ત્રાધારે ઠરાવેલી જણાય છે. તેમ કન્યા પક્ષ વાળાની કોઈ પ્રસંગે નબળી સ્થિતિમાં તે રકમ ઉપકારક થઇ પડે એવો પણ હેતુ સમાએલો માની શકાય છે. મનુસ્મૃતિમાં આઠ પ્રકારના લગ્ન કીધા છે તેમાં ત્રીજા પ્રકારનો એટલે 'आर्ष विवाह' કહેલો છે તેનું ધોરણ મનુ મહારાજ જણાવે છે કે:-

૬ વરવાળા પાસેથી રૂ. ૨૫) લુગડાના લેવા.[૨]

૭ આ મંડળીમાં શૌનકસ્ય, ભારદ્વાજ, પારાશર અને કૌશિક એ ચાર ગોત્રનાને ભેળવવામાં આવશે.[૩]

આ મંડળીમાં એ વખતે આશરે પચાસેક કુટુમ્બો ભળ્યા હતાં જેમાંના મુખ્યત્વે કરીને નીચે પ્રમાણે હતા.

શુક્લતીર્થના શળ્યા ઓઝા. હળવદના શળ્યા ઓઝા. ધોળકાના શળ્યા ઓઝા. ધોળકાના ભૂપેલ ત્રવાડી. જુનાગઢના કાણોદરા. ધોળકાનું ગાધે કુટુમ્બ, હાદાણી કુટુમ્બ, વાંકાનેરી કુણઝરા ઓઝા. જામનગરી ટોકર ઓઝા. કચ્છ માંડવીના ભૂપેલ ત્રવાડી વીગેરે.

આ મંડળીનું બંધારણ લાંબો વખત થવા છતાં ક્રમશઃ ચાલ્યું આવે છે. કેશવાણી, બરડાઇ, સોપારા, જેવંતાણી, ભુંગળા અને કેટલાએક માણકાવાળાની છાપવાળા શળ્યા ઓઝાના વગેરે કુટુમ્બોએ આ મંડળીમાં ભળવા માટે માગણી કરેલી કહેવાય છે. પરંતુ વિશેષ જથ્થો વધવાથી મોંઘાને બદલે સોંઘા થઇ જવાય એવા ભયથી આ મંડળીમાં તેમને ભેળવવામાં આવ્યા નથી. માત્ર નંદકેશર વલ્લભનું કુટુમ્બ અમદાવાદથી ધોળકે રહેવા આવેલું તેમની શ્રીમંતાઇથી ત્રવાડી નારણ ડોસાએ એમના કુટુમ્બમાં દીકરી આપી તેમને આ મંડળીમાં ભેળવ્યા હતા. આ મંડળીમાં ભળેલા કુટુમ્બીઓ ધોળકા ઉપરાંત ભાવનગર, સાણોદર, ભંડારીઆ, વાંકાનેર, વઢવાણ, તળાજા, અમદાવાદ વિગેરે ગામોમાં હાલ વસે છે. જો કે

---

અર્થાત્ ધર્મશાસ્ત્ર પ્રમાણે ઉપયોગ કરવા સારૂ વર પાસેથી એક, અથવા બે ગાયો અને બળદ લેઇને કન્યા આપવી તેને 'आर्ष विवाह' કહે છે.

एकं गोमिथुनं द्वे वा वराद्दाय धर्मतः ।

कन्या प्रदानं विधिवदार्षो धर्मः सउच्यते ॥ २९ ॥ अ ३

૨ વર વાળાઓ કન્યાને વસન્ત ચડાવે એમાં તેની શોભા છે તેમ વેદમાં પણ વસન્ત લેવાનું કીધેલું છે એમ સાંભળ્યું છે. લુગડાની બે જોડ થાય છે. નાની જોડ વેવીશાળ વખતે અને મોટી જોડ લગ્ન વખતે.

૩ ચૌદ ગોત્રો પૈકી અને સામવેદીના સાત ગોત્રો પૈકી આ ચાર ગોત્રો કંઇક વધારે શુદ્ધ હશે તેથી આ ધોરણ ઠરાવ્યું હશે. વળી એમ પણ માની શકાય કે આ ચાર ગોત્રો પૈકીના ઘણા કુટુમ્બો એ સમયમાં શ્રીમંતાઇ ભોગવતા હશે.

અગાઉ કરતાં આ મંડળીની પરિસ્થિતિ અત્યારે બહુ સારી નથી તેમ ઘણા કુટુમ્બો ઘસાઇ જવાથી અને નિર્વંશ જવાથી સારા વરની યોગ્યતાના અભાવે કન્યાઓની છત વધવાથી મુશ્કેલી ઉભી થએલી જણાય છે અને તેથી નજીવા અધકચરા કુટુમ્બોને દીકરીઓ આપી ભેળવવામાં આવ્યા છે તો પણ આ મંડળીનો ઉદ્દેશ ઉમદા હોવા છતાં સંકુચિત વૃત્તિને લઇને પરિણામે જેવી જોઇએ તેવી સફળતા એકંદર જ્ઞાતિના હિતમાં મળી શકતી નથી એમ તો કહ્યા વિના ન ચાલે.

શુભેચ્છાપૂર્વક આવું બંધારણ બાંધનાર આગેવાનોને ધન્યવાદ આપ્યા શિવાય ચાલી શકતું નથી. ઘણા કુટુમ્બો આ મંડળીમાં ભળેલા કુટુમ્બોમાં ઉત્તરોત્તર પેઢી દર પેઢી દીકરીઓ આપતા આવ્યા છે. આવા કુટુમ્બોની થએલી કફોડી સ્થિતિ તરફ જ્યારે દૃષ્ટિ કરીએ છીએ ત્યારે આ મંડળીના બંધારણમાં સંકુચિત વૃત્તિને બદલે ઉદારતાનું ધોરણ સ્વીકારાય એવી શુભેચ્છા રાખવી સંજોગો વશાત વ્યાજબી ગણાશે.

## હાલારની કમીટી

ચાલતો કન્યા વિક્રય અટકાવવાને માટે રાજકોટમાં થઇ ગએલા જાણીતા ઓઝા કુટુમ્બના બાવા ઓઝાએ પ્રયત્ન કર્યો હતો. તેમણે સંવત ૧૯૨૫ ની સાલમાં મોટા મોટા ગામોના અગ્રેસરોને કાગળ લખી જડીયા મુકામે એકત્ર કર્યા હતા જ્યાં આ વિષયમાં પૂર્ણ ચર્ચા કરી એક બંધારણ બાંધ્યું હતું જેને કમિટિનું બંધારણ કહે છે. આ બંધારણમાં એવા નિયમો કરાવ્યા છે કે હરકોઇ માણસ એકડો[1] આપી આ બંધારણમાં ભળી શકે છે અને તે બધા સરખા ગણાય છે. આ મંડળમાં એકડો આપનારાજ કુટુમ્બોની કન્યા જોડે આપ લે કરવી, રૂ. ૪૦૧) નું ઘરેણું ( પહલું ) લેવું તે સ્ત્રી ધન તરીકે ગણાય. સ્ત્રીની ઇચ્છા હોય તો પોતાના પુત્રના લગ્ન પ્રસંગે તેનો ઉપયોગ કરી શકે, રૂ. ૧૦૧) ના બે જોડ કપડાં લેવા, જાન આઠ દિવસ રાખવી, જાનમાં વીશ કરતાં વધારે માણસો લાવવાં નહિ. આવા ધારાઓ આ બંધારણમાં રાખવામાં આવ્યા હતા. આ બંધારણ ઉપર સંવત ૧૯૨૫ ના માગસર સુદ ૧૦ ને મંગળવારના રોજ આગેવાનોની સહીઓ થએલી છે. આ વખતે આ કમીટીમાં રાજકોટના બાવા ઓઝા તથા ચત્રભુજ ઓઝાના કુટુમ્બો તેમજ માંડવીવાળા જાણીતા નકા ઓઝા, મોરબીના વલમજી ઓઝા, ધ્રોળના ગાંધે

---

૧ સંમતિની સહી.

કુટુમ્બવાળાઓ, સરધાર, અને આટકોટના અગ્રેસરો વગેરે એકઠા આપી ભળેલા હતા. ધીમે ધીમે આ કમીટીમાં ઘણા કુટુમ્બો ભળ્યા છે. આ કમિટિમાં કન્યાના બાપે લગ્ન નિમિત્તે કાંઇપણ રકમ લેવાની નહિ ઠરાવેલી હોવાથી કોઈપણ મંડળીના રૂ. ૧૩૭) લેવાના ધોરણ કરતાં પણ આ ધોરણ વધારે સારૂં છે એમ તો કહેવુંજ પડશે જોકે આ બંધારણ હાલમાં રદ થઇ ગયું છે અને લુગડા તથા દાગીનાના મોજશોખમાં ઘરેણાં તથા કપડાં કોઇપ્રકારની અંકુશતા વગર વર કન્યાના બાપની ઇચ્છાએ લેવડદેવડ થાય છે: એથી કમિટિનું બંધારણ શીથિલ થઇ ગયું છે અને નંદાય છે.

## પરિષદનાં પગલાં.

અંગ્રેજી સલ્તનતના વાતાવરણમાં દેશની પ્રગતિ ભિન્ન ભિન્ન દૃષ્ટિએ શરૂ થવા પામી છે અને દેશના રાજકીય પ્રશ્નો ચર્ચવા નેશનલ કોંગ્રેસ જેવી પ્રાધાન્ય સંસ્થા શરૂ થઈ છે. આ સભાની શરૂઆત પછી જુદા જુદા પ્રકારના પ્રશ્નો ચર્ચવા ઘણી કૉન્ફરન્સો, પરિષદો ભરાવા લાગી અને છેવટે જ્ઞાતિની ઉન્નતિ માટે જ્ઞાતિસમુહ તરફથી પણ પરિષદો ભરાવા લાગી. આ વાતાવરણમાં આપણી જ્ઞાતએ પણ ઝુકાવ્યું અને અમદાવાદ ખાતે ઇ. સ. ૧૯૦૨ માં મળેલી નેશનલ કૉંગ્રેસમાં ભાગ લેવાને અમદાવાદ ખાતે આવેલા જ્ઞાતિબંધુઓએ સ્વર્ગસ્થ મુળશંકર જેઠાભાઇને ત્યાં એકત્ર થઇ વાટાઘાટ કરી. પરિણામે સ્વર્ગસ્થ કવિ ભવાનિશંકર નૃસિંહરામે બીડું ઝડપ્યું અને કાઠિઆવાડમાં પરિષદ નોતરાઇ. પ્રથમ માન ઝાલાવાડ વાસીઓને મળ્યું.

ઈ. સ. ૧૯૦૩ ના મે માસની તા. ૨૮–૨૯–૩૦ મીના ત્રણ દિવસોમાં વઢવાણ શહેરમાં શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિની પ્રથમ પરિષદ્ મળી. પ્રમુખસ્થાને સ્વર્ગસ્થ મુળશંકર જેઠાભાઇ નિમાયા હતા. પરિષદમાં જ્ઞાતિ ઉન્નતિના વિષયો ઉપર ચર્ચા થઇ હતી. કાઠિયાવાડ, ગુજરાતના લગભગ દરેક વિભાગામાંથી જ્ઞાતિબંધુઓએ પ્રતિનિધિ તથા પ્રેક્ષકરૂપે હાજરી આપી હતી. આ પરિષદ્‌માં જ્ઞાતિના નામાંકિત સ્વર્ગસ્થ પુરૂષોના નામ સ્મરણ કર્યા પછી જ્ઞાતિમાં સંપ વધારવા, જુદે જુદે સ્થળે જ્ઞાતિહિતના પ્રશ્નો વિચારવા સભાઓ સ્થાપવા અને તેનું સંગઠન કરવા બાબત, ધાર્મિક કેળવણી ઉપરાંત અંગ્રેજી કેળવણી લેવા અને તે માટે વ્યવહારૂ યોજના માટે વિચાર કરવા, વૈદિક વિદ્યાના વધારા માટે પરિષદ પ્રતિવર્ષ મળે તે બાબત અને સેન્ટ્રલ કમિટિ નીમવા બાબત, અયોગ્ય જ્ઞાતિવરાનો ખર્ચ કમી કરવા બાબત,

વિગેરે ઠરાવો થયા હતા. આ પરિષદને બીજી સાલનું જામનગરનું આમંત્રણ મળ્યું હતું.

## પરિષદની બીજી બેઠક.

જામનગર મુકામે ઇ. સ. ૧૯૦૪ માં તા. ૩૧ અકટોબર અને તા. ૧–૨ નવેમ્બરના રોજ ધોઘાના રહીશ મુંબઇ સરકારની ટ્રાન્સલેટર ઑફિસના ઓરિએન્ટલ ટ્રાન્સલેટર સ્વર્ગસ્થ નરોત્તમદાસ દોલતરામ ત્રિવેદીના પ્રમુખપણા નીચે મળી હતી. આ પરિષદમાં જ્ઞાતિની ઉન્નતિ માટે રસ્તા, વિદ્યા અને કેળવણી, ધર્મશિક્ષણ, લગ્ન સંબંધી રિવાજોમાં ફેરફાર કરવા બાબત, જ્ઞાતિવરા, સંસ્કાર વિધિ વિગેરે વિષયો ઉપર શાસ્ત્રીય ચર્ચાઓ થઇ હતી. કેળવણી માટે ફંડ એકત્ર કરવા વિચાર થયો હતો પણ પરિણામ આવ્યું ન હોતું. ત્રીજી પરિષદ મોરબી મુકામે ભરવા સ્વર્ગસ્થ મુળજી આશારામ ઓઝાએ નિમંત્રણ આપ્યુ હતું. વખત જતાં સ્વર્ગસ્થ મુળજી આશારામ નાટકના ધંધાને અર્થે બધો સમય બહાર ગામ ફરતા રહેવાના કારણે તેમજ અન્ય પ્રતિકુળ સંજોગોમાં ત્રીજી બેઠક મોરબી ખાતે મળી શકી ન હોતી અને વખતપર વખત ચાલી ગયો. વર્ષોના વર્ષો વીતી ગયા. ફેલાએલો પારષદનો ઉત્સાહ વિસરી જવાયો.

## ત્રીજી બેઠક લીંબડીમાં.

ઇશ્વરી ગતી ગહન છે. જ્યારે ગોગ આવી લાગે છે ત્યારે કોઇપણ કાર્ય આપોઆપ અમલમાં મુકાય છે. પરિષદ ભરાયાને લાંબો સમય થઇ ગયો હતો છતાં કોઇ કોઇ વખત શ્રીમાળી અભ્યુદય અને શ્રીમાળી શુભેચ્છકમાં પરિષદ સંબંધી ચર્ચા કરવામાં આવતી હતી. ધીમે ધીમે આ ચર્ચાએ શિઘ્ર સ્વરૂપ લીધું અને અમદાવાદમાં ઇ. સ. ૧૯૨૧ ના ડીસેમ્બરમાં નેશનલ કોંગ્રેસે દેખાવ દીધો. આ પ્રસંગે આવેલા જ્ઞાતિબંધુઓને તા. ૩૧–૧૨–૧૯૨૧ ના રોજ બૉર્ડીંગના મકાનમાં એકત્ર કરવામાં આવ્યા, પરિષદની ચર્ચા થઇ અને ત્રીજી બેઠકના ગણેશ મંડાયા. કાર્યવાહી કમિટિ નીમાઇ અને પરિણામે ૧૮–૧૯ વર્ષનો પરિષદ સંબંધી મંદ પડેલો ઉત્સાહ પુનઃ પ્રગટી ઉઠ્યો અને ઇ. સ. ૧૯૨૨ ના નવેમ્બરની તા. ૧૨–૧૩–૧૪ ના રોજ લીંમડી નિવાસી શ્રીમાન્ જીવરામભાઇ જગજીવન દવેએ ભોજનખર્ચ ઉપાડી લેતાં ઉત્સાહભર્યા આમન્ત્રણથી લીંબડી મુકામે પરિષદની બેઠક મળી. અગાઉની બે બેઠકો કરતાં આ બેઠકમાં વિશેષતા એ હતી કે આ

પરિષદને અખિલ ભારતવર્ષીય પરિષદ તરીકે બોલાવવામાં આવી હતી જેમાં મારવાડ અને અન્ય સ્થળોના શ્રીમાળી બ્રાહ્મણ બંધુઓએ હાજરી આપી હતી. પ્રમુખસ્થાન અનુભવી અને દરેલ બુદ્ધિના રા. બા. વિઠ્ઠલદાસ ગીરજાશંકર ત્રિવેદી બી. એ. એલ., એલ. બી. ભાવનગરના રાજકોટ ખાતેના મુખ્ય વકીલને આપવામાં આવ્યું હતું. હાજરી પણ અગાઉની પરિષદો કરતાં વધારે હતી. પરિષદમાં થએલા ઠરાવો પણ સમયાનુસાર અને સર્વમાન્ય હતા. કેળવણી માટે ખાસ ઉપાયો લેવાયા હતા, કારણ કે કેળવણી ઉપરજ સર્વ પ્રગતિનો આધાર છે. સંપ, સમાનતા, વર-કન્યાની વય, જ્ઞાતિવરા. જાન ચાર દિવસ રાખવા બાબત વિગેરે સામાન્ય ઠરાવો થયા હતા: પરિષદના કાયમી બંધારણનો ઠરાવ પણ પસાર થયો હતો, છતાં છ વર્ષ સુધી પરિષદનું નાવ દરિયામાં ઝોલા ખાતું રહેવા પામ્યું.

## ચોથી પરિષદ અમદાવાદમાં

વળીપાછા ઉત્સાહી યુવકોના હૃદયમાં પરિષદની પ્રેરણા ઉદ્ભવી કામ કરનાર યુવકો અમદાવાદ વસતા હોવાથી તેમજ ગુજરાતમાં બીલકુલ પરિષદ મળેલી ન હોવાથી ગુજરાત-કાઠિયાવાડના કેન્દ્રસ્થાન રૂપ અમદાવાદમાં ચોથી પરિષદ ભરવાનું નક્કી થયું છે. તેની તારીખો ૨૭-૨૮-૨૯ અકટોબર ઇ. સ. ૧૯૨૮ ની નક્કી થએલી છે. સ્વાગત મંડળના પ્રમુખપદે ખંભાતના જડજ શ્રીમાન્ ચુનીલાલ શામજી ત્રિવેદી નીમાયા છે ત્યારે પરિષદના પ્રમુખસ્થાને કલકત્તાના જાણીતા વેપારી અંજાર નિવાસી શ્રીમાન્ અમૃતલાલ લાલજી ઓઝાની પસંદગી થએલી છે. આ પરિષદમાં મારવાડ, મેવાડ, માળવીય અને ગુજરાત, કાઠીયાવાડ, કચ્છના બંધુઓનો એકત્ર સમુહ મળવાનો છે એટલે આ પરિષદની બેઠક વધારે ફળદાયી નીવડવા સંભવ રાખી શકાય છે.

પરિષદનું કાયમી બંધારણ બંધાયું છે અને તે દ્વારા જો પરિષદનું કાર્ય ભવિષ્યમાં ક્રમસર ચાલુ રહે તો તેથી એકંદરે જ્ઞાતિના હિતમાં લાભ થવાની આશા છે.

## સ્ત્રીઓની સભા અને પ્રદર્શન.

લીંબડી મુકામે મળેલી ત્રીજી પરિષદ વખતે જો જ્ઞાતિની બ્હેનો એકત્ર થાય તો સ્ત્રીઓની સ્વતંત્ર બેઠક ભરવા યોજના કરવામાં આવી

હતી પરંતુ આશરે ૨૦-૨૫ બહેનો આવવાથી આ યોજના અમલમાં મુકાઇ નહોતી. પણ જ્ઞાતિમાં થઇ ગએલા આગેવાનોના ફોટાઓ તથા કવિ-લેખકોના પુસ્તકો વિગેરેનું મળી શકયા પ્રમાણના સાધનોથી એક ન્હાનું પ્રદર્શન ગોઠવવામાં આવ્યું હતું જે આકર્ષક થઇ પડયું હતું. અમદાવાદ મુકામે મળનારી પરિષદ વેળા પણ કાર્યવાહકોએ સ્ત્રીઓની જુદી સભા મેળવવા નિર્ણય કર્યો છે ઇશ્વર આ યોજના પાર પાડે એવું ઇચ્છીએ છીએ. કારણ કે સ્ત્રીઓના સહકાર વગર પુરૂષોના બધા પ્રયત્નો બરાબર ફળદાયી થવાના નથી એ માન્યતા અક્ષરશઃ ખરી છે.

## કેળવણી અને વ્યાપાર.

આ સદીની શરૂઆતથી કેળવણીમાં વધારો થવા પામ્યા છે અને તેને પરિણામે ઉચા પ્રકારની ડીગ્રીવાળા કેળવણી લેનારા બંધુઓ વધવા પામ્યા છે એ આનંદની વાત છે. કેળવણી વગર ઉન્નતિ નથી એ સિદ્ધાંત સર્વમાન્ય છે. જેમ કેળવણી વધી છે તેમ સદ્વિચારો અને સમાનતાના ભાવો પણ પોષાયા છે. જુની અહિતકર પ્રથાઓનો ત્યાગ કરવા અને નવી હિતકર પ્રથાઓનો સ્વિકાર કરવા તરફ મનોવૃતિ બદલાઇ છે અર્ધ સદી ઉપર યજમાન વૃતિ વધારે હતી તે કમી થઇ છે અને સર્વ કોઇ નોકરી, ધંધા, ઉદ્યોગ વિગેરે સાધનોથી પોતાનો કુટુંબ નિર્વાહ ચલાવવા લાગ્યા છે. મોટા શહેરોમાં તો આ પ્રથાએ સારી રીતે પગપેસારો કર્યો છે-હજુ ગામડાઓમાં ક્યાંઇક ક્યાંઇક યજમાન વૃતિ જોવામાં આવે છે. કેળવણીની સાથે વ્યાપારની પ્રગતિ પણ વધી છે-સાહસીક પુરૂષો દેશાવરોમાં જઇ વ્યાપાર ખેડવા મંડયા છે. કેટલાક ભાઇઓ તો આફ્રિકા જેવા દૂરના દેશાવરોમાં જઇ વ્યાપારની પ્રગતિ કરી રહ્યા છે. ઇંગ્લંડ, જર્મની, ફ્રાન્સ અને અમેરિકા જેવા પ્રગતિમાન દેશો સાથે પણ વ્યાપાર કરનારા બુદ્ધિવંત પુરૂષો આ જમાનામાં જ્ઞાતિએ આપ્યા છે. મુંબઇમા ત્રિવેદી બ્રધર્સના નામે વ્યાપાર કરતી પેઢી તરફથી રા. રા. લાલજી ભગવાનજી તથા દલપતરામ ભગવાનજી વિલાયત જઇ આવ્યા છે. ભાઇ ગૌરીશંકર મોહનલાલ પણ વિલાયત જઇ આવ્યા છે. જયોત'ના લેખક શ્રીમતિ ભાનુમતિ દલપતરામ (મીસ કવિ) તેમનાં પતિ સાથે હાલ વિલાયત છે, તેમ મી. પ્રાણલાલ ભવાનિશંકર કવિ પણ હાલ વિલાયત છે. રા. બા. વિઠ્ઠલદાસ ગીરજાશંકર ત્રિવેદીના લઘુ પુત્ર સ્વર્ગસ્થ હરીલાલ પણ અભ્યાસ માટે વિલાયત ગયા હતા જ્યાં તેમનું દુઃખદ અવસાન થવા પામ્યું છે મી સૂર્યકાન્ત ભાનશંકર ત્રિવેદી પણ વૈદકના

અભ્યાસ માટે વિલાયત ગયા છે અને F. R. C. Sની પદ્દિ પ્રાપ્ત કરી છે. આ દિસાએ એ દિશામાં વ્યક્તિગત સુધારો થવા પામ્યો છે.

**કેળવણી તરફ પ્રયાણ.**

છેલ્લા ત્રણ દશકાથી ગુજરાત, કાઠીયાવાડમા સાંપ્રત કેળવણી તરફ જ્ઞાતિ બંધુઓએ પ્રયાણ શરૂ કરેલું છે અને ધીમે ધીમે તેણે વિશાળ સ્વરૂપ ધારણ કરેલું છે. કેળવણી તરફ ઉત્સાહ અને આદર વધ્યાં છે જેને પરિણામે ઉંચી કેળવણી લેવાને પણ કેટલાક ભાઇબ્હેનો ઉત્સાહથી આગળ વધ્યા છે. આ સમયમાં કેળવણી વગર કોઇપણ પ્રકારની ઉન્નતિ થવી અશક્ય છે તેથી કેળવણીને જીંદગીના સુખનું સાધન માન્યું છે. પરંતુ જ્ઞાતિની એકંદર પરિસ્થિતિ સુધરે નહીં ત્યાંસુધી સંગીન લાભ લઇ શકે નહિ એ સ્વાભાવિક છે. આથી ગરીબ અને ઉત્સાહી છતાં સાધનના અભાવે આગળ નહિ વધી શકતા વિદ્યાર્થીઓની સગવડતા ખાતર જ્ઞાતિ તરફથી છાત્રાલયો (બૉર્ડિંગ) સ્થાપવા હીલચાલ છેલ્લા દશકામાં ઉભી થઇ. અને પરિણામે અમદાવાદમાં સ્વ. ચંચળબાઇની ઉદારતાથી શ્રીમાળી બ્રાહ્મણ બૉર્ડિંગ તા. ૧ લી જુલાઇ સને ૧૯૧૯ ના રોજ સ્થપાઇ છે. આ બૉર્ડિંગે સારી પ્રગતિ કરી છે અને તેનો ઘણા વિદ્યાર્થીઓએ લાભ લીધો છે. આ બૉર્ડિંગને શરૂઆતથીજ જ્ઞાતિબંધુઓ તરફથી સારા આદર સત્કાર મળ્યાં. તેજ સમયે સ્વર્ગસ્થ કંકુબાઇની સખાવતથી રાજકોટમાં શ્રી વાઘજી આશારામ શ્રીમાળી બ્રાહ્મણ બોર્ડિંગનો પાયો નખાયો જેનું મકાન પણ તૈયાર થઇ ગયું છે. ત્યારબાદ ભાવનગરની અંદર પણ તા. ૨૮–૬–૨૪ ના રોજ શીહોર નિવાસી ત્રવાડી પ્રેમશંકર ધનેશ્વરની ઉદારતાથી "શ્રી. પ્રેમશંકર ધનેશ્વર શ્રીમાળી બ્રાહ્મણ બોર્ડિંગ" સ્થપાઇ છે.

કેળવણીમાં ધીમે ધીમે પરન્તુ સારો વધારો થવા પામ્યો છે. ઉંચી ડીગ્રીઓ પણ મેળવવા ઉત્સાહી જ્ઞાતિબંધુઓ ભાગ્યશાળી બન્યા છે. કેળવણીનું પ્રમાણ જોકે અન્ય નાગર, બ્રાહ્મણ, પારસી જેવી કોમોના પ્રમાણમાં ઓછું છે છતાં તે ભવિષ્યને માટે આશાજનક છે, ચોક્કસ આંકડા આપવા મુશ્કેલ છે તોપણ આપણી જ્ઞાતિમાં ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છનાં ઉંચી કેળવણી લીધેલાની સંખ્યા નીચે પ્રમાણે છે.

M. A. L. L. B.

શ્રીયુત્ પોપટલાલ મગનલાલ ઓઝા, અમદાવાદમાં વકીલાત કરે છે.

,, ત્રીભોવનદાસ પીતાંબરદાસ ત્રિવેદિ કરાંચી કોલેજમાં પ્રોફેસર છે.

,, રતિલાલ વિઠ્ઠલદાસ ત્રિવેદી, આસી. એકાઉન્ટન્ટ જનરલ મુંબઇમાં છે.

## B. A. L. L. B.

શ્રીયુત્ વિઠ્ઠલદાસ ગીરજાશંકર ત્રીવેદી ભાવનગર સ્ટેટ વકીલ (રાજકોટ)
,, હર્ષદરાય વિઠ્ઠલદાસ ત્રીવેદી પબ્લીક પ્રોસીક્યુટર ધ્રાંગધ્રા સ્ટેટ
,, હરગોવનદાસ મણીશંકર ત્રીવેદિ ભાવનગર સ્ટેટ વકીલ (સોનગઢ)
,, રતિલાલ કાલિદાસ ત્રિવેદી પોલીસ પ્રોસીક્યુટર અમદાવાદ
,, ત્રીભોવનદાસ મુળશંકર ત્રિવેદી માણાવદર રાજ્ય કર્તાના સલાહકાર
,, કેશવલાલ કરશનજી ઓઝા સ્ટેટ જનરલ એકાઉન્ટંટ વાંકાનેર
,, કેશવલાલ લીલાશંકર ઓઝા રાજકોટ પ્રેકટીસીંગ પ્લીડર
,, ચન્દ્રકાન્ત મુળશંકર ત્રીવેદિ સોલીસીટરનો અભ્યાસ કરે છે.
,, ભાઇશંકર લલ્લુભાઇ ઓઝા મુંબઇમાં વકીલાત
,, છોટાલાલ પીતાંબરદાસ ઓઝા વઢવાણ કાંપમાં વકીલાત
,, દલપતરામ માધવરામ ત્રિવેદી મીયાંગામ કરજણમાં ગવર્મેન્ટ પ્લીડર છે.
,, ચીમનલાલ દયાશંકર ત્રિવેદી માઉન્ટ આબુ મેજીસ્ટ્રેટના અવલકારકુન છે.

## M. B. B. S.

શ્રીયુત્ દીનકરરાય ચકુભાઇ ઓઝા મોરબી ચીફ મેડીકલ ઓફીસર
,, શીવશંકર વીઠ્ઠલજી ત્રિવેદી L. M. & S. મુંબઈ
,, નૌતમલાલ વીઠ્ઠલદાસ ત્રિવેદી નાગપુરમાં પ્રેકટીસ
,, મનોહર ન્હાનાલાલ ત્રિવેદી અમદાવાદમાં પ્રેકટીસ
,, મુળશંકર પ્રભાશંકર દવે અમદાવાદમાં દાકતર છે.
,, ઇશ્વરલાલ વૈજનાથ ઓઝા કચ્છ માંડવીમાં પ્રેકટીસ
,, વિષ્ણુપ્રસાદ પ્રભાશંકર ત્રિવેદી જામનગર
,, મુળશંકર દામોદર ત્રીવેદી L. M. & S. ઉપલેટા
,, મણિલાલ મોહનલાલ ત્રીવેદી ધોળકા મુંબાઇમાં પ્રેકટીસ

## M. A.

શ્રીયુત્ ન્હાનાલાલ દલપતરામ કવી અમદાવાદ
,, નરભેશંકર પ્રાણજીવન દવે ભાવનગર સામળદાસ કોલેજમાં પ્રોફેસર
,, ત્ર્યંબકલાલ શીવશંકર ત્રિવેદી ન્યુહાઇસ્કૂલમાં માસ્તર અમદાવાદ

B. A.

શ્રીયુત્ ચમનલાલ દલપતરામ ક્વી સુપ્રી.લેન્ડરેવન્યુરેકર્ડ,નો. ડી. અમદાવાદ.
,, ગીરજાશંકર ભગવાનજી ત્રીવેદી લોખંડના વેપારી મુંબઇ
,, ભાઇશંકર ડાહ્યાભાઇ ત્રિવેદી ખબર નથી
,, ત્ર્યંબકલાલ નંદકેશ્વર દવે નોકરી સુરત
,, નૌતમલાલ મયાશંકર ઓઝા માસ્તર જામનગર હાઇસ્કુલ
,, દામોદર લાલજી ઓઝા માસ્તર અમરાવતી
,, મણીશંકર પોપટલાલ ઓઝા ગવર્મેન્ટ સ્કુલ મુંબઇ
,, નારણલાલ પોપટલાલ ઓઝા અમદાવાદમાં વેપાર
,, રતિલાલ મોહનલાલ ત્રીવેદી અંબાલાલ સારાભાઇને ત્યાં ખાનગી શીક્ષક
,, નવિનચંદ્ર બાલકૃષ્ણ દેસાઇ ડેમોન્સ્ટ્રેટર વડોદરા કોલેજ
,, પુરૂષોત્તમદાસ પીતામ્બરદાસ ત્રિવેદી આ. માસ્તર કરાંચી
,, જયંતિલાલ મંગળજી ઓઝા પ્રોફેસર રાજકુમાર કોલેજ રાજકોટ
,, મગનલાલ નાનજી ત્રિવેદી પોસ્ટ માસ્તર અંજાર ( કચ્છ )
,, ચંપકલાલ મૂળશંકર ત્રિવેદી બસરામાં સ્વતંત્ર વેપાર
,, ભાનુશંકર મણિશંકર ત્રિવેદી ,, ,,
,, મધુસુદન છોટાલાલ ત્રિવેદી ધોળકા
,, હરિહર મણિલાલ ઓઝા ,,
,, કાળિદાસ વસનજી દવે જાફ્રાબાદ એ. બી. સ્કુલના હેડમાસ્તર
,, લાભશંકર ગણપતરામ ત્રિવેદી શુક્લતીર્થ
,, જટાશંકર રેવાશંકર ત્રિવેદી શુક્લતીર્થ

F. R. C. S.

શ્રીયુત સૂર્યકાંત ભાનુશંકર ત્રિવેદી.
,, હર્ષદરાય જયાનંદ ત્રિવેદી. એલ, એલ બીનો અભ્યાસ.
,, ગીરજાશંકર નથુરામ દવે. જામનગર જોડીયામાં માસ્તર.
,, જયંતિલાલ રેવાશંકર ત્રિવેદી ભાવનગર.

High Court Pleader.

શ્રીયુત્ કૃષ્ણલાલ કેશવલાલ ત્રિવેદી ભાવનગર સ્ટેટ રેલ્વે વકીલ
,, ચુનીલાલ શામજી ત્રિવેદી ફ. ક. મેજીસ્ટ્રેટ, ખંભાત

District Pleader.

શ્રીયુત્ જયાનંદ છગનલાલ ત્રિવેદી વડોદરામાં વકીલાત
,, હરિહર રત્નેશ્વર ત્રિવેદી ન્યાયાધીશ માગરોળ
,, કાલીદાસ ઉમીયાશંકર ઓઝા થાણદાર

## L. C. E.

શ્રીયુત્ જયશંકર પિતાંબરદાસ ત્રિવેદી ધોળકા ભાવનગર સ્ટેટ ચીફ એનજીનીયર
,, છોટાલાલ મોહનલાલ ઓઝા ગણપુર બી.બી.સી.આઇ. રેલ્વે વડોદરા
,, સ્વ. ભગવાનજી નાગજી ત્રીવેદી ભંડારીયા

## S. A. S—L. C. P. S

શ્રીમતી ડાહિગવરી ત્રીવેદિ વડોદરા સ્ટેટ
શ્રીયુત્ છેલશંકર જગજીવન ત્રિવેદી વેસ્ટ હોસ્પીટલ રાજકોટ
,, રતિલાલ નાનાલાલ ઓઝા અમદાવાદ સીવીલહોસ્પીટલ
,, રતિલાલ મગનલાલ ઓઝા વાકાનેર
,, માનશંકર બાપુશંકર ત્રિવેદિ બેટ
,, દેવશંકર ઇશ્વરલાલ ઓઝા હોસ્પીટલ વણોદ
,, પ્રાણશંકર સુંદરજી દવે પ્રેકટીસ ઇંદોર
,, કલ્યાણજી નરસીહરામ ઓઝા સીંધ
,, પ્રભાશંકર બાપુશંકર ત્રિવેદી જામનગર
,, રેવાશંકર પ્રભાશંકર ત્રિવેદી કરાંચી
,, રવિશંકર જગજીવન ધનવંતરિ કાવિ ડીસ્પેન્સરી
,, લક્ષ્મીશંકર મોતીરામ હારીજ
,, છોટાલાલ વલ્લભજી અમરાવતી
,, દયાશંકર પ્રભાશંકર ઓઝા

## B. Sc.

શ્રીયુત્ અનુલાલ પ્રાણજીવન ઓઝા હોસ્પીટલ ચુડા
,, નાગશંકર પ્રાણજીવન ઓઝા કીંગ કોલેજ રાજકોટ
,, કાકુભાઇ જયંતિલાલ ત્રિવેદી વાલીયરી લશ્કર
,, વસંતરાય લક્ષ્મીશંકર ઓઝા એ. એ. એમ. એસ માઉ છાવણી
,, નવિનચંદ્ર હરગોવિંદ ત્રિવેદિ મીકેનીકલ એનજીનીયર
,, રણછોડલાલ છગનલાલ ઓઝા ,, ,,
,, જયંતિલાલ નાગશંકર દવે ,, ,,
,, દલપતરામ ભગવાનજી ત્રીવેદિ વેપાર
,, ત્રંબકલાલ મોહનલાલ ઓઝા
,, નૌતમલાલ ઇશ્વરલાલ ઓઝા

B. A G.

શ્રીયુત્ ભદ્રશંકર મંછારામ અગ્નીહોત્રી શુકલતીર્થ
,, બાબુલાલ મણીશંકર ત્રિવેદી શિહોર
,, ઇંદ્રશંકર દયાશંકર ત્રિવેદી બરકાલ
ઇલેકટ્રિકલ એન્જીન્યર હાલ-કલકત્તા

## મુખ્ય વેપારી.

શ્રીયુત્ કલ્યાણજી ચત્રભુજ શ્રોફ રાજકોટ
,, અનોપરામ હાવજી ત્રિવેદી, ઘીવાળા ભાવનગર
,, ધનેશ્વર પરમાનંદ ત્રિવેદી (ભાયજ) ભાવનગર
,, ગિરજાશંકર ભગવાનજી ત્રિવેદી (ગઢડા) મુંબઇ.
,, નાનાલાલ વિશ્વનાથ ત્રિવેદી ,, ,,
,, ત્ર્યંબકલાલ વિઠ્ઠલજી ત્રિવેદી ,,
,, ગૌરીશંકર મોહનલાલ ત્રિવેદી ,,
,, જટાશંકર લીલાધર ત્રિવેદી અમદાવાદ. ( ગુજરી ગયા )
,, દુર્ગાશંકર રઘનાથ દવે ઝરીઆ
,, અમૃતલાલ લાલજી ઓઝા કચ્છ-અંજાર-કલકત્તા
,, લક્ષ્મિશંકર ડાહ્યાભાઇ ઓઝા મુંબઇ
,, લક્ષ્મિશંકર મંગળજી ઓઝા ધ્રાંગધ્રા
,, મોહનલાલ પ્રાણજીવન ઓઝા ,,
,, અમૃતલાલ પોપટલાલ દવે ધ્રાંગધ્રા-કલકત્તા ( ગુજરી ગયા છે )
,, ઇશ્વરલાલ જટાશંકર ત્રિવેદી ,,—મહુવા
,, ભિખાભાઇ અંબારામ ઓઝા અમદાવાદ
,, કેશવલાલ પ્રભાશંકર શુકલ ,, ( ગુજરી ગયા )
,, શંકરલાલ કામેશ્વર ત્રિવેદી જામનગર -મુંબઇ
,, જગન્નાથ ધોળાભાઇ ઓઝા અમદાવાદ
,, વિઠ્ઠલજી નારણજી દવે શ્રોફ ઉપલેટા
,, મોહનલાલ જેશંકર ઇશ્વર દવે મોરબી
,, હરિલાલ મંગળજી દવે હળવદ
,, પ્રાણલાલ કામેશ્વર ત્રિવેદી અમદાવાદ
,, જગન્નાથ ધોળાભાઇ ઓઝા ,,
,, દોલતરામ પ્રાગજી દવે આફ્રિકા

,, પિતાંબર દયાશંકર દવે મોરબી
,, અંબાશંકર વલ્લભજી દવે અમરાવતી
,, ગૌરીશંકર જેશંકર ઓઝા કાનપુર
,, દલપતરામ મવાશંકર દવે પુના
,, રૂઘનાથ મંગળજી ઓઝા જમશેદપુર
,, જીવરામ જગજીવન દવે અમદાવાદ
,, ગૌરીશંકર શામજી ત્રિવેદી, મુંબાઇ
,, ગૌરિશંકર મોહનલાલ ત્રિવેદી મુંબઇ
,, કાલીદાસ અનોપરામ ત્રિવેદી મુંબઇ
,, પુરૂષોતમ આણંદજી ઓઝા ,,
,, મોહનલાલ બુધર્સ સાંગલી
,, હરિશ્ચંદ્ર પાર્વતીશંકર ત્રિવેદી શુકલતીર્થ

આ આંકડાઓ અંદાજી છે પરંતુ તેથી વધારે સંખ્યા કદાચ નીકળે કારણકે ચોક્કસ આંકડા મળી શકયા નથી. વળી ઘણાઓ હાલ જુદી જુદી લાઇનમાં અભ્યાસ કરી રહ્યા છે. કોલેજોમાં પણ આશરે ૧૫થી૨૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. મેટ્રીકમાંતો ૨૫થી૩૦ના આશરે અત્યારે ભણતા હશે, ગુજરાતી ટ્રેઇનીંગ કોલેજોમાં પસાર થએલા શિક્ષકો સંખ્યા બંધ છે, રેલ્વે ખાતામાં પણ મોટી સંખ્યા હાલ જોડાઇ ગઇ છે. સ્ત્રી કેળવણીની પ્રગતિ જોકે સંતોષકારક નથી પરંતુ આશાજનક છે, બેન યશલક્ષ્મી મગનલાલ કવિ બી. એ. સુધી અને બે બ્હેનો ઈંટરમિડીએટ સુધી પહોંચ્યા છે; જ્યારે મેટ્રીકમાં હાલ પાંચેક બાળાઓ ભણે છે. હાઇસ્કુલમાં તો ૧૫ના આશરે કુમારીકાઓ ભણતી હશે. ફીમેલ ટ્રેઇનીંગ કોલેજો અને વનિતા વિશ્રામમાં પણ ૮-૧૦ બ્હેનો શિક્ષણ લઇ રહેલ છે. એક બ્હેન તો એસ. એ. એસ. ની ડોકટરી પદ્દિ મેળવી ચુકયાં છે. નર્સના કાર્યમાં પણ બે બ્હેનોએ સારી પ્રવિણુતા મેળવી છે. ઔદ્યોકિ કેળવણીમાં પણ થોડાક બંધુઓનું લક્ષ ખેંચાયું છે અને વડોદરાના કળાભુવનમાં તથા અમદાવાદ ટેકનીકલ સ્કુલમાં કેટલાક ભાઇઓ મનપસંદ લાઇનમાં અભ્યાસ કરી રહ્યા છે.

વ્યાપારમાં પણ ઘણાં સાહસીક બંધુઓ આગળ આવ્યા છે અને દેશ ઉપરાંત કલકત્તા, ઝરીઆ, કાનપુર, કરાંચી, મુંબઇ, અમદાવાદ અમરાવતી, પુના વિગેરે સ્થળોએ વ્યાપારમાં સારી નામના મેળવવા પામ્યા છે.

આફ્રીકા જેવા દુરના દેશોમાં પણ એચાર બંધુઓએ વ્યાપારીક પ્રગાતમાં ખ્યાતી મેળવેલી છે.

અધિકારની દ્રષ્ટિએ વિચાર કરીએ તો ડેપ્યુટી કલેકટરની સગ્રેડ અને આસી. એકાઉન્ટન્ટ ઓફ ગવર્નમેન્ટ તેમજ ઇરીગેશન ઓફીસરના જવાબદાર ભરેલા માનવંત ઓદ્ધાઓ ઉપર પણ જ્ઞાતિ બંધુઓ છે અને દેશી રાજ્યોના વિદ્વાનો ન્યાયાધિશો, વકીલો અને અન્ય અધિકારીઓ તરીકે ઘણા ભાઇઓએ અવાર નવાર કામો કરી નામના મેળવેલી છે. અને હાલ પણ મેળવી રહ્યા છે. ગવર્મેન્ટ ધારાસભાઓમાં પણ આપણા બંધુઓ છે અને વધવાનું ચાલુ રહેશે તો ભવિષ્ય ઘણું સારૂં માલુમ પડે છે. કેટલાક દેશ સેવા બજાવવા બનતુ કરી રહ્યા છે. સી. આઇ. ઇ. અને રાવબહાદુર જેવા ઇલ્કાબો પણ જ્ઞાતિબંધુઓને વિભુષિત કરતા જોઇ શકીએ છીએ.

## જ્ઞાતિની વસ્તી અને વિધવાઓ.

મુળનો ૪૫ હજારની વસ્તી આપણે ગણાવી ગયા છીએ. આશરે ૧૫ હજારનો જથ્થો કાઠિયાવાડ-ગુજરાત તરફ આવ્યો એ પણ જોઇ ગયા છીએ પરંતુ હાલ જ્યારે સંખ્યા તરફ નજર કરીએ છીએ ત્યારે તેમાં મોટો ફેરફાર થઇ ગયેલો જણાય છે. ગુજરાત, કાઠિઆવાડ અને કચ્છનો અંદાજ ફક્ત કાઢવામાં આવે તો અગાઉ કરતાં ઘણીજ કમી સંખ્યા જણાય છે. મુંબઇ, અમદાવાદ, ભાવનગર, પાટણ, જામનગર, મોરબી, માંડવી, અંજાર, હલવદ, ધ્રાંગધ્રા, ચુડા, શુકલતિર્થ, ખેરાલુ, ધોળકા વિગેરે ગામોમાં સારી સંખ્યા છે. બાકીમાંતો બહુ જુજ ઘરો છે. એકંદર વિચારીએ તો ૫૦૦૦ થી પણ કમી સંખ્યા માલુમ પડશે. ગવર્નમેન્ટ તરફથી દર દશવર્ષે જે સેન્સસ રિપોર્ટ બહાર પાડવામાં આવે છે તેમાં આપણી જ્ઞાતિના છેલ્લા રીપોર્ટમાં નીચે પ્રમાણે આંકડા આપવામાં આવ્યા છે.

આ ઉપરથી જાણી શકાય છે કે એક તરફથી જ્યારે કેળાવણીમાં અને વ્યપારમાં તેમજ અધિકારમાં આપણી જ્ઞાતિ આગળ વધે છે ત્યારે સંખ્યામાં કમી થાય છે. શ્રી. શુ. માં "મારી મુસાફરી" નામક લેખમાં પણ દરેક સ્થળમાં સંખ્યા ઘટયાનું જણાવવામાં આવ્યું છે. વસ્તી ઘટવાના કારણોનો વિચાર કરીએ તો બાળલગ્ન, વૃદ્ધલગ્ન, અયોગ્ય લગ્ન અને સંકુચિત વાડાઓ તથા કન્યા વિક્રયને ગણી શકાય સ્થાનિક બંધારણોના

અભાવે જેમ જ્ઞાતિની મીલ્કતની ઘણા સ્થળે અવ્યવસ્થા થએલી જોઇ શકાય છે તેમ વરવાળાને કન્યા નથી મળતી અને કન્યાઓને મુરતીઆ નથી મળતા આવી બૂમો ઘણી વખત સાંભળવામાં આવે છે અને પરિણામે અંધાધુંધી જેવી સ્થિતિ થવા પામે છે. વિધવાઓની સંખ્યા પણ કાંઇ કમી નથી. બાળલગ્ન અને વૃદ્ધલગ્ન અટકેતો વિધવાઓની સંખ્યા ઘટવા પામે એ દેખીતી વાત છે. વિધવાઓની સ્થિતિ પણ ઘણી કફોડી વિદ્યાહીન દશામાં જણાય છે. તેમને કેળવી સંસ્કારી બનાવવા માટે તેમજ ધાર્મિક અને નૈતિક બળથી પોષવા માટે કોઇ પણ વ્યવહારૂ સાધન નથી. આ દશામાં જ્ઞાતિના કેળવાએલા વર્ગનું, જ્ઞાતિ અગ્રેસરોનું અને અન્ય જ્ઞાતિ હિતચિંતકોનું ધ્યાન ખેંચી હાલ તો આ લેખને અહીંથીજ સંપુર્ણ કરવાની રજા લઉં છું.



# અગાઉથી ગ્રાહક થઇ આશ્રય આપનારાઓનાં

## મુબારક નામો.

| | | | |
|---|---|---|---|
| ૨૫ | રા બા. | વિઠ્ઠલદાસ ગિરજાશંકર ત્રિવેદી | —રાજકોટ. |
| ૧૦ | રા રા. | પોપટલાલ મગનલાલ ઓઝા | —અમદાવાદ. |
| ૧૦ | ,, | ચુનીલાલ શામજી ત્રિવેદી | —ખંભાત. |
| ૧૦ | ,, | કાળીદાસ અનોપરામ | —મુંબઇ |
| ૧૦ | ,, | ધનેશ્વર પરમાણંદ ,, | —ત્રાપજ. |
| ૧૦ | ,, | રતિલાલ મફતલાલ ઓઝા | —અમદાવાદ. |
| ૫ | ,, | રતિલાલ કાળિદાસ ત્રિવેદી | —અમદાવાદ. |
| ૫ | ,, | કૃષ્ણલાલ કેશવલાલ ,, | —ભાવનગર. |
| ૫ | ,, | ગૌરીશંકર જેશંકર ઓઝા | —કાનપુર. |
| ૫ | ,, | અંબાશંકર વલમજી દવે | —અમરાવતી. |
| ૫ | ,, | દુલેરાય ચકુભાઈ ઓઝા | —મોરબી. |
| ૫ | ,, | દલપતરામ મયાશંકર દવે | —પુના. |
| ૫ | ,, | કાળિદાસ કાનજી | —વઢવાણ કેંપ. |
| ૫ | ,, | ગોવિંદરામ મોરારજી વકીલ | —વઢવાણ |
| ૫ | ,, | હરીશંકર ઇશ્વર દવે | —રાજકોટ. |
| ૫ | ,, | દશરથલાલ મગનલાલ કવિ | — ,, |
| ૫ | ,, | કાળિદાસ ઉમીઆશંકર ઓઝા | —સાંતલપુર. |
| ૫ | ,, | દલસુખરામ કાશીરામ ત્રવાડી. | —વડોદરા. |
| ૫ | ,, | જયાનંદ છગનલાલ ત્રવાડી | —વડોદરા. |
| ૫ | ,, | જેશંકર મગનલાલ ઓઝા | — ,, |
| ૫ | ,, | મણીશંકર છગનલાલ ,, | — ,, |
| ૨ | ,, | છોટાલાલ વલમજી ,, | —વલગાંવ. |
| ૨ | ,, | વ્રજલાલ નાથજી ભટ્ટ | —ભાવનગર. |
| ૨ | ,, | ચુનીલાલ દામોદર ત્રીવેદી | —ભાવનગર. |
| ૨ | ,, | મગનલાલ ગણેશ ત્રિવેદી | — ,, |
| ૧ | ,, | ડી. એલ. ઓઝા | —અમરાવતી. |
| ૧ | ,, | મણિશંકર મગનલાલ અયાચી | —પાટણ. |
| ૧ | ,, | મણિશંકર ગૌરીશંકર ઓઝા | —અમદાવાદ. |

| | | | |
|---|---|---|---|
| ૧ | રા. રા. | વેદીઆ તાપીશંકર બાળાશંકર | —પાટણ. |
| ૧ | ,, | અમૃતલાલ ભાઇશંકર ત્રિવેદી | —કુંભણ. |
| ૧ | ,, | ચુનીલાલ રાજારામ ,, | —ટોટરણા. |
| ૧ | ,, | દુર્લભજી દામોદર દવે | —રૂપપર. |
| ૧ | ,, | મણીશંકર ઇશ્વર ત્રિવેદી | —જુનાગઢ. |
| ૧ | ,, | વ્યાસ છેલશંકર કલ્યાણજી | —જુનાગઢ. |
| ૧ | ,, | ચત્રુભુજ ઇંદ્રજી ત્રિવેદી | —રાજકોટ. |
| ૧ | ,, | વ્રજલાલ હરીશંકર ,, | — ,, |
| ૧ | ,, | છગનલાલ મગનલાલ ત્રવાડી | — ,, |
| ૧ | ,, | મનસુખલાલ ડાહ્યાલાલ ત્રવાડી | —પાટણ. |
| ૧ | ,, | મગનલાલ અમજી | —કપડવંજ. |
| ૧ | ,, | ફુલશંકર શામળજી ત્રવાડી | — ,, |
| ૧ | ,, | હરીલાલ નરભેશંકર ત્રીવેદી | —જામનગર. |
| ૧ | ,, | ગોપાળજી સુંદરજી ,, | —તળાજા. |
| ૧ | ડૉ, | કે. જે. ત્રિવેદી | —ઉજ્જૈન. |
| ૧ | રા. ગ. | તુળજાશંકર મુળશંકર | —વારાહી. |
| ૧ | ,, | હરીપ્રસાદ બાપાલાલ | —ધોળકા. |
| ૧ | ,, | જેશંકરજી કુંવરજી ત્રવાડી | —નડીઆદ. |
| ૧ | ,, | નાથુશંકર લક્ષ્મીશંકર | —ભરૂચ. |
| ૧ | ,, | વિશ્વનાથ મંગળજી ઓઝા | —રાજકોટ. |
| ૧ | ,, | કરૂણાશંકર પરશોતમ | —જામનગર. |
| ૧ | ડૉ. | વેણીશંકર દયાશંકર ઓઝા | —જેતપુર. |
| ૧ | રા. રા. | મહાશંકર ડાહ્યાભાઇ ત્રીવેદી | — ,, |
| ૧ | ,, | પાર્વતીશંકર પુરૂષોતમ ત્રીવેદી | —ડભોઇ. |
| ૧ | ,; | ઇંદુમતિ નાનાલાલ ઓઝા | —કરાચી. |



# કવિ પ્રેમીકૃત વાંચવા યોગ્ય પુસ

*ઉત્તર ગીતા—શ્રીકૃષ્ણ અ ... રૂપ ...ા ગીત
જ્ઞાનમાર્ગના અભ્યાસીઓ ... ગ્ય છે. મુળ
શ્લોકો અને અર્થ ... સમજાય તેવી
ભાષા રાખવામાં ... ગ્લેઝ કાગળ છત
કીંમત ૦-૧૨ ૦

**રાસમંજરી**—કન્યાશાળાઓમાં શીખવવા યોગ્ય તેમજ સ્ત્રીઓને ઉપયોગી આ પુસ્તક છે, તેમાં નવીન રાગરાગણીના રાસો, ગરબાઓ અને સંવાદો આપવામાં આવ્યા છે. કીં. ૦-૧૨-૦

આ ઉપરાંત ચાર યોગીબોધક નોવેલ ........ રૂા. ૧-૮-૦
હાતમતાઇ રૂા. ૧-૮-૦ પ્રેમીનો શ્રી સયાજી પ્રેમોદ્‌ગાર રૂા. ૦-૬-૦
તીલકવિરહ પાંસઠી રૂા. ૦ ૪-૦ યશ બાવની રૂા. ૦-૪-૦
વિગેરે વિગેરે—

**ગંગા લહેરી**—જગન્નાથ પંડિત રચીત આ અદ્‌ભુત કાવ્ય સમશ્લોકી બનાવી આધુનિક સમયમાં અનુકરણીય થઇ પડે એવા વસ્તુન લેખ અને પંડિતના ચરિત્ર સાથે આ પુસ્તક ટુંક સમયમાં બહાર પડશે અગાઉથી ગ્રાહક થઇ નામો નોંધાવવા વિનંતિ છે.
કીંમત અગાઉથી રૂા. ૦-૪-૦
,, પાછળથી રૂા. ૦-૬-૦

મળવાનું ઠેકાણું:—

**કાશીરામ ભાઇશંકર ઓઝા-પ્રેમી.**

રાજામેતાની પોળ, બ્રહ્મપુરી-**અમદાવાદ.**

---

* આ પુસ્તકો વડોદરા રાજ્યના કેળવણી ખાતા તરફથી લાયબ્રેરીઓ માટે મંજુર થયાં છે તેમજ વર્તમાનપત્રોએ પણ તેની પ્રશંસા કરેલી છે.

શ્રી

☛ જ્ઞાતિની વિગતો જાણવાનું ઉપયોગી સાધન

# શ્રીમાળી શુભેચ્છક.

શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિની ઉન્નતિના સામાજીક અને ધાર્મીક વિષયોને ચર્ચતું આવકાર દાયક આ માસીક અતિ ઉપયોગી છે. દર સાલ ભેટનું પુસ્તક આપવામાં આવે છે.

જ્ઞાતિબંધુઓએ ગ્રાહક થઇ ઉત્તેજન આપવા યોગ્ય છે.

દરેક અંગ્રેજી મહીનાની શરૂઆતમાં બહાર પડે છે. ગ્રાહક થઇ નામ નોંધાવો.

કીં. વર્ષ એકનો રૂા. ૧—૮—૦

| | |
|---|---|
| શ્રીમાળી બ્રાહ્મણ છાત્રાલય ૪૧૦૩—૦૬ અમદાવાદ. | ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી તંત્રી, શ્રીમાળી શુભેચ્છક. |

